બાલોપયોગી ગ્રંથમાળા પુસ્તક ૨.

# અલાદીન
અને તેનો
# દેવતાઇ દીવો.



અનુવાદક,

બાબુરાવ ગણપતરામ ઠાકોર.



પ્રકાશક,
ચંદુલાલ મણીલાલ પરીખ.
રીચીરોડ—અમદાવાદ.

ધી બાબુ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ચુનીલાલ કાળીદાસે છાપ્યો.
રીચીરોડ, બાલાહનુમાન પાસે—અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

કિંમત. ૦—૬—૦.

છપાય છે !  છપાય છે !



થોડા વખતમાં બહાર પડશે.

# ૧૧ ટુંકી વાર્તાઓ.



લેખક ને અનુવાદક,

**બાબુરાવ ગણપતરામ ઠાકોર.**

---

પૃષ્ટ સંખ્યા ( આશરે ) ૨૦૦, ઉંચા કાગળ, સુંદર છપાઇ અને મનોહર કપડાનું પુઠું. કિંમત માત્ર રૂા. ૨.

ગુજરાતી સાહિત્યમાં ટુંકી વાર્તાનું સાહિત્ય નવુંજ દાખલ થયું છે, છતાં વાંચનારી આલમમાં ઘણુંજ પ્રિય થઇ પડયું છે. પણ ઉચ્ચ કોટિની ટુંકી વાર્તાઓ જવલ્લેજ દેખાય છે ! આ ખોટ પુરી પાડવાને અર્થે આ ૧૧ વાર્તાઓનો સંગ્રહ બહાર પાડવામાં આવે છે. જેની અંદર ઇંગ્રેજી તેમજ બંગાળી સાહિત્ય—કે જે આ પ્રકારના સાહિત્યમાં ઘણુંજ આગળ વધ્યું છે-તેમાંથી ઉંચ્ચ કોટિની વાર્તાઓના અનુવાદ તથા સ્વતંત્ર રીતે લખાએલી વાર્તાઓ આપવામાં આવશે.

તે ઉપરાંત આશરે ૧૨–૧૫ પાનાનો ઉપોદ્ઘાત પણ આ પુસ્તકમાં છે, જેની અંદર ટુંકી વાર્તાઓનું સાહિત્ય–તેનો ઉદ્ભવ, પ્રગતિ, પ્રકાર અને કલાનું હકીકત વાંચનારને ઓરજ રસ આપશે.

પ્રકાશક,

**ચંદુલાલ મણિલાલ પરિખ.**

ચોપડીઓ વેચનાર તેમજ પ્રસિદ્ધ કરનાર,

બાલાહનુમાન પાસે, રીચીરોડ—અમદાવાદ.

## પ્રસ્તાવના.



આ પુસ્તકની અંદર જે વાર્તા આપી છે તેનાં ભાષાંતરો, અનુવાદો, દુનિયાની લગભગ બધી ભાષાઓમાં થયા છે અને ગુજરાતીમાં નથી, એટલુંજ આ ભાષાંતર કરવાનું કારણ નથી. પૂરી વાંચી જોતાં એમજ જણાશે કે એ જુના દોસ્ત નવા લેબાશમાં હાજર થાય છે. એમાં અદ્ભૂતતા છે, નિર્દોષ આનંદ છે, અને એક નવલકથાનો ઓછો વત્તો યે રસ, –વસ્તુનો તેમજ પાત્રોનો–તેમાં રહેલો છે; એજ તે વાર્તાની લોક પ્રિયતાનું, અને તેનું આ ભાષાંતર કરવાનું કારણ.

ભાષાંતર શબ્દે શબ્દ હોઇજ શકે નહિ, અને આ પણ નથી. મૂળ વાર્તા અરબ્બી ભાષામાં લખાએલી, અને તેમાં માત્ર અલંકારનેજ સારૂ ઘણી નકામી વિગતો દાખલ કરાએલી છે, તેતો અલબત્ત રાખી નથીજ. પણ આવા પ્રકારની નહિ એવી ઘણીએ વિગતો મૂળમાં છે અને આમાં નથી. કારણ? આ, અને આની પછી, આજ માળામાં પ્રસિદ્ધ થનારાં પુસ્તકો આપણી પ્રજાના એક એવા વર્ગને વાસ્તે લખાય છે કે એમને એવી વિગતો સમજવી સહેલ ન પડે. (તેથી બાળક ન હોય એવાને વાંચવા યોગ્ય આમાં કશું નથી એમ પણ નથી.) માટે ભાષાંતર કરવામાં એક બીજું પણ દૃષ્ટિબિંદુ રાખ્યું છે, એમાં અદ્ભૂત રસ એકલોજ કેળવ્યો

છે; કેટલે અંશે તે સફળ થયો છે એ હું તો નજ કહી શકું. અને જેને સારૂં ખાસ એ લખાયેલ છે, તેને આડા અવળા ન ઉતારતાં, સીધા વાર્તા પ્રવાહમાં કેમ વહ્યા જાય એજ નજરથી એને આપણી ભાષામાં ઉતાર્યું છે. મૂળ સાથે સરખાવી જોતાં ઘણું ઉડાવી દીધું છે, એટલુંજ નહિ પણ થોડું નવું-જે વાર્તાની જોડે અસંગત નથી તે-ઉમેર્યું છે, એ પણ જણાશે. એનો ઉત્તર ઉપર આપી દીધો છે.

આની પછી આવીજ તરહની બે વાર્તાઓ:—(૧) સિન્દબાદ ખલાસીની ૭ મુસાફરીઓ, અને (૨) અલીબાબા અને ૪૦ ચોર, આનીજ ઢબે થોડા વખતમાં નીકળશે. આશા છે કે આ નવી દિશામાં કાંઈ સુચન ન મળે, તોપણ કાંઈ ઉણપ તો નહિજ જણાય.

અનુવાદક.



# અલાદીન અને તેનો દેવતાઈ દીવો.



## પ્રકરણ ૧ લું.

પૂર્વે ઘણા વર્ષો ઉપર ચીન દેશના એક શહેરની અંદર મુસ્તફા કરીને એક દરજી રહેતો હતો. તેને એક અલાદીન કરીને, એકનો એક છોકરો હતો. અલાદીન ઘણોજ આળસુ અને મસ્તીખોર હતો; પોતાની મા કે બાપનું કહ્યું માને નહિ, નિશાળે યે જાય નહિ, કે બાપનો ધંધો પણ શીખે નહિ. આખો દિવસ પોળોમાં, નઠારા છોકરાઓની સોબતમાં રમ્યા કરે; માત્ર ખાતી વખતેજ બે વાર ઘેર આવતો, અને ખાઈને તરતજ પાછો રમવા દોડી જતો. મુસ્તફા દરજી તેને ઘણું સમજાવતો કે "બેટા, કાંઈ શીખ; હું નહિ હઉં ત્યારે તારી માને તું કેવી રીતે પાળીશ ? ને તું શું ખાઇશ ? લે, આજે થોડીવાર બેસ." પણ અલાદીન માનતોજ નહિ. તેની મા પણ રડી રડીને તેને રોજ કહેતી, તોએ તે હઠીલો, તોફાની છોકરો કશું સાંભળતોજ ન હોય તેમ કરતો, આખરે એની ચિંતામાં ને ચિંતામાં, મુસ્તફા પોતાની

સ્ત્રી અને છોકરાને એકલાં, નિરાધાર મુકીને મરી ગયો. તો એ, અલાદીને પોતાની ખોટી ટેવ મૂકી નહિ. તેથી તેની માએ, પોતાના ધણિનો જે કાંઈ થોડો ઘણો સામાન હશે તે વેચીને તેના પૈસા વડે ઘર ચલાવવા લાગી. અલાદીન તો પ્હેલાંની માફક આખો દિવસ રઝળ્યાજ કરતો.

મુસ્તફા દરજીને મરી ગયે થોડા દિવસ થયા હશે તેવામાં એક દિવસ તે શહેરમાં એક મોટો પરદેશી જાદુગર આવી ચઢયો. કોઇને ખબર ન હતી કે તે કોણ હતો. ફરતો ફરતો તે જાદુગર જે પોળમાં અલાદીન રમતો હતો ત્યાં જઇ ચઢયો; અને જેવો અલાદીનને જોયો કે તેની આંખો આશ્ચર્યથી પ્હોળી થઇ ગઇ. અલાદીનને તે ધારી ધારીને જોવા લાગ્યો, અને આશરે પાએક કલાક આ પ્રમાણે તેના ચ્હેરાને નિહાળ્યા પછી, તેની ખાત્રી થઇ હોય એમ પોતાનું ડોકું ધુણાવ્યું. પછી તેણે અલાદીન આંગળી કરીને પોતાની પાસે બોલાવ્યો અને તેને માથે હાથ ફેરવીને, વ્હાલથી પુછયું "બેટા, તારૂં નામ અલાદીન છે?"

અલા—હા.

જાદુગર—તારા બાપનું નામ મુસ્તફા છે ને?

અલા—હા.

એટલે તો એકદમ પેલો જાદુગર અલાદીનને વળગી

પડયો, અને છાતી સરસો ચાંપીને કહેવા લાગ્યો; “બેટા, હું તારો કાકો થાઉં. હું ૪૦ વરસથી પરદેશ ગયો'તો, તે આજેજ આ શહેરમાં હું આવ્યો છું. બોલ, તારો બાપ ને મારો ભાઇ, મુસ્તફા ખુશીમાં તો છે ને?” અલાદીને જવાબ આપ્યો: “મારા બાપ તો મરી ગયા.”

જાદુગર—અરરર! બેટા, તું શું કહે છે? મારો વ્હાલો ભાઇ મુસ્તફા શું મરી ગયો? હેં? ક્યારે? શાથી? અને તારી મા ક્યાં છે?........પણ ઉભો રહે;........”

તે જાદુગરે પોતાનાં ગજવામાં હાથ નાંખ્યો, અને તેમાંથી મુઠી ભરીને સોનામ્હોરો કાઢીને, અલાદીનના હાથમાં મુકતાં મુકતાં બોલ્યો:–“જા, બેટા અલાદીન, ઘેર જા, અને તારી માને બધી વાત કહેજે. આજ તો મારે જરૂરનું કામ છે, એટલે કાલે તું આજ જગોએ મને મળજે; પછી આપણે તારી માની પાસે જઈશું.” એટલું કહીને તે જાદુગર ત્યાંથી ચાલતો થયો.

અલાદીન તો આટલા બધા પૈસા જોઇને રાજી રાજી થઇ ગયો. રમવાનું પડતું મુકીને એકદમ દોડતો ઘેર આવ્યો અને પોતાની માને તે સોનામ્હોરો બતાવતાં બોલ્યો:– “મા, મા, આપણે કોઈ કાકા છે?” માએ જવાબ દીધો: “પણ તું આટલી બધી સોનામ્હોરો ક્યાંથી લાવ્યો; અને કાકાનું તારે શું કામ છે?” તેને લાગ્યું કે

પોતાનો છોકરો ચોરી કરીને આવ્યો હતો. અલાદીને પોતાની માના સવાલનો જવાબ ન આપ્યો અને ફરીથી એનોએ સવાલ પુછયો:–" પણ, મા આપણે કાકા છે કે નહિ? મને એ કહેને તું." તેની મા બિચારી થાકી: "એક કાકા હતા, પણ તે તો મરી ગયા છે."

અલા—પણ, ત્યારે, આ પૈસા મને મારા કાકાએ આપ્યા એ કાકાને મોટી દાઢી છે, અને મોટો લાંબો ઝભ્ભો પ્હેર્યો તો....ને....અને પછીથી, અલાદીને જે જે બન્યું હતું તે બધું પોતાની માને કહ્યું. તેણીને કશી સમજણ પડી નહિ. તોએ તે ભોળી સ્ત્રીએ અડધુ પડધુ માન્યું કે તે જાદુગરની વાત સાચી હોય!

બીજે દીવસે તે જાદુગર ફરીથી તે જગ્યાએ આવ્યો; અને ફરીથી અલાદીનને બે સોનામ્હોરો આપીને કહ્યું:– "જા, બેટા, આ તારી માને આપજે અને કહેજે કે આજ રાત્રે હું તેને મળવા આવીશ, માટે મારે વાસ્તે જે જોઇએ તે આ મ્હોરોમાંથી લાવે....પણ તારા ઘરનું ઠેકાણું તું મને આપ....એટલે ત્યાં આવતાં મુશ્કેલી ન પડે." અલાદીને ઘરનું ઠેકાણું બતાવ્યું, અને તરતજ ઘેર આવ્યો. હવે તેની માને પક્કી ખાત્રી થઈ કે જે માણસે અલાદીનને આટલી બધી સોનામ્હોરો આપી હતી તે પોતાના ધણીનો ભાઇજ હોવો જોઇએ. હશે, જે હશે તે આજ રાત્રે જણાશે. એમ

કહિને મન વાળ્યું. પછી પેલી બે સોનામ્હોર લઇને બજારમાં ગઇ અને તેમાંથી જોઇતી ચીજો–વાસણ, અનાજ, વગેરે–લઇ આવી. તે દિવસ આખો યે કામમાં ને કામમાં ગાળ્યો, સાંજ પડી એટલે પોતાના દીકરાને કહ્યું:–" બેટા, અલાદીન, જા તારા કાકાને કદાચ, આપણું ઘર એકદમ નહિ જડે, માટે તું સામો લેવા જા. " અલાદીને જવાબ આપ્યો:–" મા, હું આપણું ઠેકાણું આપીને આવ્યો છું. " તો એ, આજે, જિંદગીમાં પ્હેલીજવાર માનું કહ્યું માનીને ગયો.

જેવો બારણું ઉઘાડે છે કે તેનો કાકો તેને બારણા આગળજ મળ્યો. તેના હાથમાં સારી સારી ખાવાની ચીજો, જુદી જુદી જાતના ફળો, સુકો મેવો, વગેરે હતાં, જે તેણે પોતાના ભત્રિજાને આપવાને સારૂ આણ્યાં હતાં. ઘરમાં આવીને એક ટેબલ ઉપર તે બધું મુક્યું, ને પછી અલાદીનને છાતી સરસો ચાંપ્યો. પછી પોતાની ભાભી–અલાદીનની મા–ના તરફ જોઇને બોલ્યો " ભાભી, તમે કદાચ મને નહિ ઓળખો; કેમકે તમારા જન્મ પ્હેલાં એટલે આશરે ૪૦ વરસ ઉપર હું આ દેશ છોડીને આફ્રિકા ગયો હતો, ત્યાં મેં ખુબ પૈસા એકઠા કર્યા અને કાલેજ હું આ શહેરમાં આવ્યો છું. રસ્તામાંજ અલાદીન મને મળી ગયો, અને મેં તરતજ તેને ઓળખી કાઢ્યો, કેમકે એનો ચ્હેરો

મ્હારા વ્હાલા ભાઈના જેવોજ બરાબર છે. અને એનેજ મોંઢેથી મેં મારા વ્હાલા ભાઇ, અને તમારા પતિના મોતના સમાચાર સાંભળ્યા." એટલું બોલતાંમાં તો તે ઢોંગી કાકાએ ખોટું ખોટું રડવા માંડયું કેમકે એ અલાદીનનો ખરો કાકો નો'તો થતો. અસલ તો એ જાદુગર હતો અને કાંઇ ખાસ કામને વાસ્તેજ તે તેનો કાકો થઇને આવ્યો હતો. અલાદીનની માને પણ હવે આંસુ આવ્યા, એટલે પેલા જાદુગરે વાત બદલી, અને ખાવાનું લાવવાને કહ્યું.

ખાતાં ખાતાં, જાદુગરે અલાદીનને પુછયું:-"બેટા અલાદીન, તું શું ભણે છે ?" અલાદીને શરમાઈને નીચું જોયું, પણ તેની માએ તેને સમજાવવાનો ઠીક લાગ છે ધારીને, કહ્યું:-"એ છોકરો બહુજ આળસુ છે. ભણતો કશું નથી, અને કાંઇ ધંધો એ કરતો નથી. એના બાપે પોતાનું કામ શિખવાડવાને ઘણું કર્યું; પણ એ ન શીખ્યો. આખો દિવસ ઘરમાં તો બેસતોજ નથી."

જાદુગર—કેમ અલાદીન ? એવું થાય ? હશે, જે થયું. તે ન થયું નહિ થાય. હવે કાલથી તારે કાંઈ કામે વળગવું.... આવજે મારી સાથે કાલે, તો હું તને જોયતાં લુગડાં અપાવીશ, અને કોઇ નોકરી પણ સોધી આપીશ; અને નોકરી ન ગમતી હોય ને વેપાર કરવો હોય, તો થોડા રૂપિઆ આપીને તને દુકાન મંડાવી આપીશ.

અલાદીન આ સાંભળીને ઘણોજ ખુશી થયો. વાળુ પુરૂં થયું એટલે, તે જાદુગરે જવાની રજા માગી, પણ જતાં જતાં એ પોતાના ભત્રિજાને શિખામણ આપી અને કાલને વાસ્તે તૈયાર રહેવાનું કહ્યું.

આપેલા વચન પ્રમાણે જાદુગર, બીજે દીવસે સવારના પ્હોરમાં અલાદીનને ઘેર આવ્યો, અને તેને લઇને બજારમાં ગયો. તેને પ્હેલાં તો સારાં સારાં, મનગમતાં, કપડાં અપાવ્યા; ને પછી ગામ બ્હાર ફરવાનું બ્હાનુ કરીને લઇ ગયો, ચાલતાં ચાલતાં બન્ને જણા ઘણે દુર નીકળી ગયા. અલાદીનને ઘણોજ થાક લાગ્યો એટલે તે રસ્તા વચ્ચેજ બેસી ગયો ને જાદુગરને કહ્યું:—"કાકા, હું તો હવે આગળ નહિ આવું." પણ તે જાદુગર તેને સમજાવીને—પટાવીને—ઘસડીને લઇ ગયો; કારણકે અલાદીનની પાસે એક મોટું કામ તે જાદુગરને કરાવવાનું હતું. અને તેના સિવાય બીજું કોઇ કરી શકે તેવું હતું નહિ; એટલાજ માટે તે જાદુગરે અલાદીનને વાસ્તે આટલાં વાનાં કર્યાં હતાં. આખરે બન્ને જણા, એક ચારે તરફ પર્વતોથી ઘેરાએલી જગ્યાએ, આવી પ્હોંચ્યા, એટલે તે જાદુગર અટકયો અને અલાદીનને પણ તેમ કરવા કહ્યું. પછી તે બોલ્યો:—"જો બેટા, અહિંઆ, હું તને બહુજ સરસ અને અજાયબ ચીજો બતાવવાને લાવ્યો છું, જે જોઇને તું ખુબ ખુશી થઇશ.

પણ હું કહું તે તારે કરવું પડશે....જા જઇને થોડી ઝાડની સુકી ડાળીઓ વીણી લાવ."

અલાદીને મુગા મુગા પુષ્કળ સુકી ડાળીઓ એકઠી કરી, કેમકે ત્યાં ઝાડો પુષ્કળ હતાં, અને તેથી તેમન ડાળીઓ પણ સુકાએલી ઘણી પડી હતી. અમુક જગ્યાએ તે ડાળીઓ મુકાવીને, પેલા જાદુગરે તેમને સળગાવી એટલે તરતજ એક મોટો ભડકો થયો. પછી પોતાના ઝભ્ભાના ગજવામાંથી એક પડીકું કાઢીને તેમાંથી થોડી ભૂકી તે ભડકામાં નાંખી, અને મોંઢથી કંઈ બબડયો. એકદમ જમીન કંપી ઉઠી, અને જે જગ્યાએ ભડકો થયો હતો તેનાથી થોડે છેટે ફાટી, એટલે એક ચોરસ પથ્થર નજરે પડયો; તેની વચમાં લોઢાનું એક મોટું કડું, ઉંચકવાને સારૂ જડેલું હતું.

આ જોઇને અલાદીન બ્હીને નાસવા જતો હતો, પણ તે જાદુગરે તેને પકડી પાડયો; અને એક તમાચો એવા તો જોરથી તેને માર્યો કે તેના મોંમાંથી લોહી નીકળ્યું "કાકા" અલાદીને રડતાં રડતાં કહ્યું "મારો શો ગુન્હો થયો છે કે તમે મને મારો છો?"—"કાંઇજ નહિ," જાદુગરે કડક થઇને કહ્યું "બસ હું કહું તે તારે કરવું. જો, આ પથ્થરની તળે મોટો ખજાનો દાટેલો છે, તે તારો છે. તારા શિવાય બીજા કોઇથી એ પથ્થરને અડકી શકાય

નહિં, કે એ ખજાનો લઇ શકાય નહિ. માટે, હું જે કહું તે પ્રમાણે તું કરીશ, તો એ ખજાનો તને મળશે. પ્હેલાં તો આ પથ્થર ઉપાડ.”

**અલા**—પણ તમે મને મદદ કરો, તો; મારા એકલાથી....

**જાદુ**—એમાં મારી મદદની મુદ્દલે જરૂર નથી. તારા બાપ અને તારા દાદાનું નામ બોલતો જા, અને તેને ઉંચો કર, એટલે તરત ઉપડશે.

જાદુગરનો અવાજ હજી પણ ઓછો કડક નો’તો થયો; અને **અલાદ્દીન**ને પડેલો તમાચો હજુપણ સાંભરતો હતો, એટલે જાદુગરના કહેવા પ્રમાણે કર્યું તો પથ્થર સ્હેલાઇથી ઉંચકાયો. નીચે નજર કરતાં એક પાંચ–છ હાથ ઉંડો ખાડો જણાયો.

જાદુ—જો બરાબર ધ્યાન દઇને સાંભળ બેટા; આ ખાડામાં તું ઉતરીશ, એટલે આ બાજુ એક ઉઘાડો દરવાજો તને જણાશે, તેમાં થઇને તું અંદર જજે. તો પ્હેલાં એક, તેની પછી બીજો, અને તેની પછી ત્રીજો, એમ ત્રણ ઓરડા એકજ જાતના આવશે. પ્હેલા ઓરડામાં પેસતાં વેંતજ તારો આ ઝભ્ભો આમ ઉંચો લેજે, કે જમીનને કે બીજા કશાને અડકે નહિ. તે દરેક ઓરડામાં ડાબી ને જમણી તરફ દીવાલની પાસે ચાર ચાર બરણીઓ સોના રૂપા અને ઝવેરાતથી ભરેલી પડેલી હશે. પણ તારે એમને કે દીવાલને

કે કશાને અડવું નહિ, એ ધ્યાનમાં રાખજે. જો કશાને હાથ લગાડયો તો ત્યાં ને ત્યાંજ મરી જઇશ. એ ત્રણે ઓરડા જલદીથી વટાવી ગયા પછી, એક સુંદર અનુપમ[1] બાગમાં તું નીકળીશ. એ બગીચાના બધાં ઝાડો ઉપર ફળો લચી રહેલાં તને જણાશે, એને તારે તોડવા હોય તેટલાં તોડવાની રજા આપું છું. હવે એ બાગમાં એક નાની પગથી[2] તને જણાશે, તેના ઉપર ચાલતો ચાલતો જઇશ એટલે એક મોટા ૫૦ પગથીઆવાળા દાદર આગળ આવીશ. તે દાદર પર ચઢી જજે, તો એક અગાસી આવશે. એ અગાસીમાં તારી બરાબર સામે, ગોખલામાં એક દીવો બળતો હશે. ત્યાં જઇને પ્હેલો તો તું એ દીવાને ઓલવી નાંખજે; તેમાંનાં વાટ અને પ્રવાહી ફેંકી દેજે, અને કોડીયું તારા ગજવામાં મુકજે. તારૂં ગજવું ચીકટું નહિ થાય, કેમકે કોડીઆમાંનો પ્રવાહી તેલ નથી, એટલે તેને ફેંકી દેતાંજ કોડીયું કોરૂં કટાક થઇ જશે. તે કોડીયું લઇને તારે પાછા આવવાનું છે....ત્યારે હવે, જા ઉતર આ ખાડામાં અને મેં કહ્યું છે તે બરાબર યાદ છે ને ? ”—અલાદીને માથું હલાવ્યું—“અને કોઇ પણ ચીજને તારે અડવાનું નથી. એ તું ભૂલતો

---

૧. અન્ + ઉપમ = જેની ઉપમા આપી ન શકાય તેવો; જેની જોડ નથી તેવો.

૨. નાનો સાંકડો રસ્તો.

નહિ.....પણ ઉભો રહે; લે આ મારી વીંટી ’હેર, એથી તને કાંઈ ઇજાયે નહિ થાય, અને બીક પણ નહિ લાગે, હવે જા; અને કોડીયું લઇને વ્હેલો આવ, એટલે આપણે બન્ને તાલેવંત થઈ જઈશું.”

**અલાદીને** ખાડામાં ભૂસકો માર્યો; દરવાજામાં થઇને ’હેલા ઓરડામાં દાખલ થયો, પછી બીજામાં, ને પછી ત્રીજામાં; અને કોઈપણ ચીજને અડકયા વગર, બાગમાં આવી ’હોંચ્યો. તે બાગને જોવાને અત્યારે તેને ઇચ્છાયે નો’તી કે હિંમતે નો’તી, તેથી જે પગથી દેખાઈ તે ઉપર થઇને ચાલવા માંડયું. દાદર પાસે આવીને, તે ઉપર ચઢી ગયો, તો એક સુંદર અગાસીમાં આવ્યો. ત્યાં બરાબર તેની સામે ગોખલામાં એક દીવો બળતો હતો. **અલાદીન** ત્યાં ગયો, તે દીવો હાથમાં લીધો; તેની દીવેટ ને પ્રવાહી ફેંકી દીધાં, તો બરાબર કોડીયું કોરૂં કટાક થઈ ગયું. પછી તેને પોતાના ગજવામાં મુકયું. પાછો દાદર ઉતરીને, બગીચાની શોભા જોવાને થોડીવાર તે ઉભો રહ્યો. ચારે બાજુએ નજર કરી તો તેણે શું જોયું ? દરેક ઝાડ ઉપર ફળો લચી રહેલાં હતાં. કેટલાંક રંગે સફેદ, ને ચળકતાં, ને આકારમાં ગોળ; ત્યારે કેટલાંક કાચના જેવા પારદર્શક અને આંજી નાંખે તેવાં હતાં. કેટલાંક રતાશ પડતાં, તદ્દન રાતાં, ગુલાબીને પીળા રંગનાં, ત્યારે કેટલાક લીલાં તથા ભૂરાં હતાં. જે ધોળાં ને ગોળ

હતાં, તે મોતી હતાં; પારદર્શક હતાં, તે હીરા; લાલ હતાં તે માણેક, લીલાં તે નીલમ; એ પ્રમાણે તે ફળો, ખરેખરાં ખાવાનાં ફળો ન હતાં, પણ, જુદી જુદી જાતનાં હીરા હતા. પણ અલાદીન તે નો'તો જાણતો; તેમજ તેમની કીંમતનું પણ તેને ભાન નો'તું. તેને તો આ બધા જુદી જુદી જાતના કાચ છે એમ લાગ્યું; અને કાંઈ નહિ તો રમવાને તો કામ લાગશે, એમ સમજીને જેટલાં તોડાય તેટલાં તોડયાં. બે યે ગજવાં ભરાઇ ગયાં. પછી બે કોથળીઓ તેના "કાકા"એ અપાવી હતી, તેપણ ભરાઇ ગઇ, એટલે તોડવાનું બંધ કરીને, પેલા ત્રણ ઓરડામાં થઇને જે ખાડામાંથી અંદર આવ્યો હતો તેમાં આવી પ્હોંચ્યો. પોતાની પાસે ભાર બહુ હતો, તથા ખાડો એટલો ઊંડો હતો કે તેનાથી પ્હોંચી શકાય નહિ તેથી તેણે, "કાકા, મારો હાથ ઝાલીને બ્હાર કાઢો." એમ કહ્યું.

જાદુ—પેલું કોડીયું મને આપી દે, પછી હું તને બ્હાર કાઢું; એ કોડીયું લઇને તારાથી બ્હાર નહિ નીકળાય.

અલાદીને કોડીયું ગજવામાં મુક્યું હતું, અને તેની ઉપર પેલા હીરા ભર્યા હતા, એટલે કોડીયું કાઢતાં હીરા જડાઈ જાય, અથવા વેરાઇ જાય કે પછી એટલી બધી મ્હેનત કરવાની મરજી નો'તી તેથી–પણ કોડીયું આપવાની ના કહી. પેલા લુચ્ચા જાદુગરની દાનત કાળી હતી. અલા-

દીનને આટઆટલું કરીને, અહિંસુધી લાવ્યો હતો તે પોતાના સ્વાર્થનેજ સારૂ. પેલું કોડીયું કે જેનામાં એક અદભૂત ગુણ હતો, તે તેને જોયતું હતું, અને **અલાદીન** શિવાય તેને કોઈથી અડકાય નહિ એટલેજ **અલાદીન**નો કાકો થઇને આવ્યો હતો. તેની ઇચ્છા તો **અલાદીન** પાસેથી તે કોડીયું લઈ લઇને, તેને તે ખાડામાં જીવતો દાટી દેવાની હતી. પણ **અલાદીન**નું નશીબ જોર કરતું હતું એટલેજ કદાચ તેણે કોડીયું બ્હાર નીકળ્યા પ્હેલાં આપવાની ના પાડી. તે જાદુગરે કહ્યું કે "જ્યાંસુધી તે કોડીયું તું મને નહી આપે ત્યાંસુધી હું તને બ્હાર નહિ કાઢું." **અલાદીન** હવે હઠે ચઢયો અને સામો જવાબ આપ્યો કે "જ્યાંસુધી મને બ્હાર નહિ કાઢો, ત્યાંસુધી કોડીયું યે નહિ આપું." આથી તો તે જાદુગર ઘણુંજ ચીડાયો, અને એકદમ મંત્રો ભણવા લાગ્યો, અને પેલી ભૂકી સળગતા દેવતામાં નાંખી. તરતજ પેલો ચોરસ કડાંવાળો પથ્થર ખાડાના મોં ઉપર આવીને ઢંકાઇ ગયો અને **અલાદીન** ખાડામાં પૂરાઈ ગયો!



## પ્રકરણ ૨ જું.

---



આ લાદીનને ખબર નો'તી કે પોતાનો 'કાકો' જેણે તેના તરફ આટલું બધું હેત હતું, અને જેણે તેને સારૂ આટલું બધું કર્યું હતું, તે આમ એકદમ નિર્દય થઇને, પોતાને આવી ભયંકર જગ્યાએ પુરીને ચાલ્યો જશે. જો તે આમ થશે એવું જાણતો હોત, તો આવી હઠીલાઇ ન કરત, અને કોડીયું તરતજ આપી દેત. તેથીજ તેણે હવે, "કાકા! ઓ કાકા! લ્યો, આ કોડીયું. મને બ્હાર કાઢો. હું તમને કોડીયું આપું છું. આ રહ્યું લ્યો. મને બ્હાર કાઢોને." એવી ઘણી બુમો પાડી, ને રડવા લાગ્યો, પણ કોણ સાંભળે? પેલો જાદુગર તો ત્યાંથી બારોબાર પોતાને દેશ ચાલ્યો ગયો. જ્યારે બિચારા અલાદીને જોયું કે પોતાની બુમો કોઇ સાંભળતું નથી, ત્યારે વળી વધારે રડવું આવ્યું. બે હાથ જોડીને તેણે ઇશ્વરની પ્રાર્થના કરવા માંડી કે "હે પ્રભુ........" પણ તે વાકય પુરૂં કરી રહે તે પ્હેલાં તો પ્હેલા ઓરડાની અંદર તેની સામે એક રાક્ષસી કદનો ભૂત ઉભેલો જણાયો! તે એટલો બધો ઉંચો હતો કે તેનું માથું છાપરા સુધી પ્હોચતું હતું; અને તેનો ચ્હેરો ઘણોજ વિક્રાળ અને બિહામણો હતો. એ

ભૂત ક્યાંથી અને કેવી રીતે ત્યાં આવ્યો હશે? તમને યાદ હશે કે અલાદીનને ભોંયરામાં ઉતારતા પ્હેલાં તે જાદુગરે પોતાની વીંટી તેને પ્હેરાવી હતી. તે વીંટીમાં એવો ગુણુ હતો કે જે માણસ એ વીંટીને જરા ઘસે કે તરતજ આ ભૂત, જે તે વીંટીનો ગુલામ હતો, તે ત્યાં આવીને ખડો થતો, અને તે વીંટીનો માલીક જે કહે તે કરતો. હવે જે વખતે અલાદીને "હે પ્રભુ" એવું કહિને હાથ જોડયા, તે વખતે પેલી વીંટી જરા ઘસાઈ, અને તેના ઘસાવાથીજ પેલો બિહામણો ભૂત ત્યાં પેદા થયો. પછી, તેણે ભોંય જેટલા નીચા નમીને અલાદીનને કહ્યું:–"તમારે શું જોઇએ છીએ? મને કેમ બોલાવ્યો? તમે જે કહો તે કરવાને હું અને બીજા આ વીંટીના ગુલામો, તૈયાર છીએ; કેમકે અમે બધા તેના દાસ છીએ."

અલાદીન ઉમ્મરે હજુ મોટો નો'તો, એટલે બીજે કોઇ વખ્તે, અથવા બીજી કોઇ જગ્યાએ આવડો મોટો ભૂત જોઇને બ્હી મરત. પણ એક તો અત્યારે પોતે ઘણોજ ગભરાઇ ગયો હતો, અને મોત તેની સામે ડોળા કાઢીનેજ ઉભું રહ્યું હતું, એટલે તેને બીક રહિ નો'તી. તેથી મનમાં હિંમત રાખીને પેલા ભૂતને કહ્યું:–"તું ગમે તે હોય, પણ તારામાં એટલી શકિત હોય, તો મને આ ભયંકર ખાડામાંથી બ્હાર કાઢ!" અલાદીનના શબ્દો પૂરા થયા ન થયા,

તેટલામાં તો તેના માથા ઉપરનો પત્થર એકદમ ખસી ગયો, અને તે પોતે ઊંચકાઇને, ખાડાની બ્હાર જે જગ્યાએ તેના "કાકા" જોડે આવીને ઉભો હતો, ત્યાં પાછો ઉભો. ચારે તરફ નજર કરી તો આઘે, પોતાના શહેરના ઘરોના છાપરાં ઝાંખા ઝાંખા જણાતાં હતાં; તે દિશામાં તે ગયો, અને આખરે પોતાને ઘેર આવી પ્હોંચ્યો.

ઘેર આવતાંની સાથેજ દોડીને પોતાની માને બાઝી પડયો, અને રડતાં રડતાં બધી હકીકત કહી. માને પણ તે સાંભળીને રડવું આવ્યું. પણ "રાત બહુ ગઇ છે, માટે, બેટા તું પ્હેલો વાળુ કરી લે" એવું કહિને તેને ખાવાનું લાવીને આપ્યું. ખાઇ રહ્યા પછી **અલાદીને** પેલા કાચના કટકા બ્હાર કાઢયા, અને પેલું કોડીયું પણ બ્હાર કાઢયું. તેની માને પણ ખબર ન પડી કે કાચના રમવાના કડકા નો'તાં, પણ સાચા હીરા ને મોતી હતાં. માએ તે લઇને એક માટીના ઘડામાં ભર્યાં, અને તે તથા પેલું કોડીયું પણ અંદરના ઓરડામાં મુકયાં. પછી ઇશ્વરની પ્રાર્થના કરીને બન્ને મા દીકરો સૂઇ ગયાં.

તમે જાણો છો કે તે દિવસે **અલાદીન** ઘણું ચાલ્યો હતો અને તેથી તેને બહુજ થાક લાગ્યો હતો; એટલે એ તો પથારીમાં પડતાંની સાથેજ ઘસઘસાટ ઉંઘી ગયો, સવારમાં ઉઠયો કે તરતજ કહેવા લાગ્યો કે; "મા, મા, મને

ખુબ ભૂખ લાગી છે; કાંઈ ખાવા આપને."—"બેટા," તેની માએ દુઃખી થઈને જવાબ દીધો, "અત્યારે તો ઘરમાં કશું ખાવાનું નથી, પણ મારી પાસે થોડું રૂ કાંતવાનું પડયું છે તે વેચીને........"

"અરે, નારે મા," **અલાદીન** વચમાંજ બોલી ઉઠયો, "એમ કરવાની કશીએ જરૂર નથી. તારૂં રૂ છો રહ્યું. પણ પેલું કોડીયું હું ભોંયરામાંથી લાવ્યો છું તે લાવ. એનેજ હું જઈને વેચી આવું. રૂના કરતાં તો એના બહુ પૈસા આવશે."

**અલાદીન**ની માએ તરતજ ત્યાંથી જઈને તે કોડીયું આણ્યું, અને તેને આપતાં આપતાં બોલી:–"પણ, બેટા, આ ઘણું મેલું ને ગંદું છે. લાવ, એને હું માંજી આપું એટલે કોઈ બે આના વધારે આપશે." એમ કહિને તે તેને માંજવા બેઠી. પણ જેવો તેના ઉપર હાથ ફેરવે છે કે તરતજ એક મોટો રાક્ષસી કદનો જીન[1] જમીનમાંથી નીકળ્યો, અને ગર્જનાના જેવા અવાજથી કહ્યું:–"તમારે શું જોઈએ છે? હું અને આ કોડીઆના બીજા બધા ગુલામો તમે જે કહો તે કરવાને તૈયાર છીએ, કેમકે અમે તેના દાસ છીએ." પણ, **અલાદીન**ની મા તો, આવો વિકાળ અને ભયંકર ભૂતને જોઈનેજ મૂર્છા પામી ગઈ હતી. **અલાદીન**ને તો એકવાર આવોજ, જોકે આનાથી થોડો જુદો, ભૂત

---

૧. ભૂત.

ભોંયરામાં જોયો હતો, એટલે મુદ્દલે બીન્યા વગર, તેણે પેલું કોડીયું હાથમાં પકડીને, મોટા અવાજથી પેલા ભૂતને કહ્યું:– “એ ભૂત, મને ભુખ લાગી છે, તો કાંઇ ખાવાનું લાવી આપ.” એકદમ પેલો ભૂત ત્યાંનો ત્યાંજ અદૃશ્ય થઇ ગયો; પણ થોડીવારમાં, હાથમાં એક મોટી રૂપાની થાળી, જેના ઉપર એક સુંદર લુગડું ઢાંકેલું હતું તે લઇને આવ્યો. તે થાળીમાં, લુગડું ઉઘાડીને, **અલાદીને** જોયું તો જાત જાતની સારી સારી ખાવાની ચીજો ગોઠવેલી હતી. થાળી **અલાદીનને** સોંપીને, પેલો જીન તો અંતર્ધ્યાન થઇ ગયો, એટલે તેણે પોતાની માને જાગ્રત કરવા માંડી. જ્યારે ખૂબ ઢંઢાળી ત્યારે તેણી ભાનમાં આવી. પણ તોએ તેની બીક ગઈ નોતી. **અલાદીને** તેને બધી હકીકત કહી સંભળાવી; તે પછી મા દીકરો ખાવા બેઠાં. ખાતાં ખાતાંએ તે બિચારી ચારે તરફ જોયાંજ કરતી હતી કે રખેને પેલો ભૂત પાછો ન આવે! બે જણે પેટ ભરીને ખાધું તોએ કેટલુંક વધ્યું, જે રાતને સારૂ ઢાંકી દીધું. હવે જ્યારે જ્યારે કોઇપણ ચીજની જરૂર પડે ત્યારે **અલાદીન** પેલા કોડીઆનો ઉપયોગ કરતો. જે જે વાસણો કે એવી ચીજો તે જીન લાવતો તે વેચીને **અલાદીન** પૈસા એકઠા કરતો. આથી થોડા મહિનામાં તેની પાસે સારી રકમ એકઠી થઇ. મૂળથીજ તેની ઇચ્છા વેપાર કરવાની હતી, અને હવે પાસે પૈસા આવ્યા એટલે તે ઇચ્છાને

બમણું જોર મળ્યું. તેણે હવે શહેરના મોટા નાના વેપારીઓને ત્યાં જવા માંડયું, જેથી તે સારા લોકોની સોબતમાં કેવી રીતે વર્તવું તે શીખ્યો, એટલુંજ નહિ પણ વેપારી બુદ્ધિ અને કળા તેનામાં તેનામાં આવ્યા. ઝવેરીઓની દુકાને પણ બેસતો હોવાથી તેને જ્ઞાન થયું કે જે કાચના કટકા પોતે ભોંયરામાંથી આણ્યા હતા, તે તો કિમતી રત્નો હતાં. મા દીકરાની જીંદગી હવે સુખ અને આનંદમાં જવા લાગી. જોકે પાસે આટલો બધો પૈસો હતો છતાં અલાદીન ઘણીજ કરકસરથી રહેતો હતો.

---

## પ્રકરણ ૩ જું.

---




ક દીવસ તે શહેરના સૂલતાનની બેટી, જેનું નામ બદ્ર–ઉલ–બદર હતું, તે અચાનક અલાદીનની દૃષ્ટિએ પડી. અત્યારસુધી તેણે પોતાની મા શિવાય કોઈ બીજી સ્ત્રીનો ચ્હેરો જોયો નહતો, કેમકે તે દેશમાં સ્ત્રીઓ બહુ બ્હાર નીકળતી નથી, અને નીકળે છે તોએ મોં ઉપર બુરખો પ્હેરીને. એટલે જ્યારે

અલાદીને આ ખૂબસૂરત[1] જુવાન શાહજાદીને જોઇ, ત્યારે તેણે નિશ્ચય કર્યો કે લગ્ન કરવું તો તેનીજ સાથે. ઘેર જઇને, જે બન્યું હતું તે બધું તથા પોતે કરેલો દૃઢ નિશ્ચય, પોતાની માને કહ્યો. તે બિચારી તો તે સાંભળીને દિઙ્મુઢ થઇ ગઈ,[2] અને કહેવા લાગી; "બેટા, આપણે ગરીબ માણસ તેનાથી આવા નાદાન વિચાર ન થાય. સૂલતાન આ. વાત જાણશે તો તને ને મને બેને ગરદન મારશે..[3] અરે એવી વાત કહેવાજ કોણ જાય ?"

"તું." અલાદીન એકદમ બોલી ઉઠયો.

"હું ?" તેની મા ચમકી હોય તેમ બોલી. "હું ? મને ગાંડી બાંડી ધારે છે કે શું ? કે પછી તુંજ ગાંડો તો નથી થયો ને ?"

"જો, સાંભળ, મા." અલાદીને માને સમજાવવા માંડી. "આડી અવળી વાતો જવા દઇને, હું કહું છું તે પ્રમાણે કર. એક રૂપાની થાળીમાં, હું તને કેટલુંક ઝવેરાત ગોઠવી આપું છું. તે લઇને તું સૂલતાન પાસે જજે, અને નઝર કરજે.[4] આખી દુનિયામાં એવું ઝવેરાત શોધ્યું મળે તેમ નથી, એટલે સૂલતાન તે જોઇને ઘણોજ ખુશી થશે, અને પછી તારી જોડે વાત પણ કરશે."

---

૧. બહુજ સુંદર. ૨. એટલી બધી નવાઇ પામી કે બોલી શકી નહિ. ૩. ડોકું કાપી નાખશે. ૪. ભેટ તરીકે આપજે.

હજુએ તે બિચારી ગભરાતી હતી; કેમકે તેના માન્યામાં નો'તું આવતું કે આવું નઝરાણું[1] લઇને સુલતાન પાસે તેનાથી જવાય. આખરે **અલાદ્દીને** તેની બધી બીક ભાગી નાખી; તેની બધી દલીલો તોડી પાડી અને કહ્યું કે "જે કોડીઆની મદદથી આટલા બધા મહિનાથી આપણે સુખમાં રહિએ છીએ તેમાં મને પૂરેપુરો વિશ્વાસ છે. અને તું એ પણ તેમાં વિશ્વાસ રાખ, મા." હવે, તેણીને કાંઇક વિશ્વાસ આવ્યો, અને પેલું નઝરાણું લઇને સુલતાનના મ્હેલ તરફ ચાલી.

મ્હેલની અંદર તે વખતે પાદશાહ દરબાર ભરીને બેઠો હતો, અને ઘણા લોકો તેની આગળ પોતાની ફરિયાદ રજુ કરીને ન્યાય મેળવવાને વાસ્તે આવ્યા હતા. **અલાદ્દીનની** મા પણ તેમના ભેગી જઇને ઉભી. જ્યારે બધાની ફરિયાદનો અંત આવ્યો, અને તેણીનો વારો આવ્યો ત્યારે, બ્હીતી બ્હીતી, સૂલતાન જ્યાં બેઠો હતો તે તરફ ગઈ. અને પેલી રૂપાની થાળી તેના પગ આગળ મુકી. પછી પોતાનું માથું જમીનને લગાડીને સૂલતાનને નમન કર્યું ને જરા દૂર જઇને, હાથ જોડીને ઉભી રહિ. સૂલતાન તો, આવાં સુંદર અપૂર્વ અને અલૌકિક રત્નો જોઇનેજ અજાયબ થઇ ગયો

---

૧. ભેટ, જુના વખતમાં પાદશાહને મળવા જનારને કાંઇ ભેટ આપવી પડતી હતી તે.

અને ખૂબ ખુશી થઇ ગયો. થાળીની અંદર રત્નો માત્ર મુકેલાંજ હતાં નહિ; પણ તેમને એવી તો ખુબીથી—અમુક રંગના હીરાની સાથે, અને ઉપર, અમુક રંગનાજ શોભે એવી દૃષ્ટિથી ગોઠવ્યા હતા,—કે તેમની કિંમત અને તેજ જોઇને જેટલો આનંદ અને આશ્ચર્ય થાય, તેમાં એવી ખુબીદાર ગોઠવણથી ઉમેરો થતો હતો. સૂલતાનને એટલી બધી નવાઇ થઇ હતી કે થોડીવાર સુધી તો તેના સામુંજ જોઇ રહ્યો, ને કશું બોલી શકયો નહિ. જ્યારે તેને જોઇને ધરાયો, ત્યારેજ તેણે **અલાદીનની** માના તરફ જોઇને પૂછયું:—" અય ઓરત[1] તારી શી ઇચ્છા છે ? "

પાદશાહ આ નઝરાણાંથી ખુશી થયો છે, અને પોતાની સાથે માયાળુપણેથી વાત કરે છે, એવું જ્યારે તેણીએ જોયું ત્યારે તેણીનામાં હિંમત આવી; અને પોતે જે કામને સારૂ ત્યાં આવી હતી તે તેને કહ્યું. સૂલતાન તો તેના શબ્દો સાંભળીજ રહ્યો; તેના ઉપર તેની અસર થઇ નહિ. પણ સૂલતાનનો વઝીર[2] તે સાંભળીને ગભરાયો, કેમકે શાહજાદી **બદ્ર-ઉલ-બદરનું** લગ્ન વઝીરના એકના એક બેટા જોડે કરવાનું સૂલતાને તેને વચન આપ્યું હતું. તેથી આશ્ચર્ય તથા ઊંડા વિચારમાં પડી ગએલા સૂલતાનને, તેના લુચ્ચા અને સ્વાર્થી વઝીરે આ પ્રમાણે કહ્યું:—" પાદશાહ સલામત, આ

---

૧. સ્ત્રી.   ૨. પ્રધાન.

નઝરાણું મારી કુચ્છ બિસાદમા[1] નથી. મારો બેટો, આના કરતાં એ વધારે સુંદર અને કિમતી સોગાદ[2] આપ નામવરના કદમ[3] આગળ રજુ કરશે. તે છતાં આ ઓરત જો પોતાના બેટાની વતી હું કહું તેટલું નઝરાણું આપ નામવરની હજુરમાં રજુ કરે તો શાહજાદીના નેકા[4] આપે તેના કમઅક્કલ[5] અને કંગાલ બેટા જેનું નામ તે અલાદીન કહે છે તેની સાથે કરવા."

અદેખા અને ખુશામતીઆ વઝીરના આવા શબ્દો સાંભળીને અલાદીનની માતો બિચારી ધ્રુજવા લાગી. તેણી તો કાંઇ બોલી શકી નહિ; પણ સુલતાન ઘણો લોભી હતો તેનું મન વધારે નઝરાણાથી લલચાયું. અને તેણે કહ્યું:–"કેટલું નઝરાણું, મારા પ્યારા વઝીર, આ ઓરત લાવે તો મારી બેટીના નેકા તેના બેટા સાથે કરવા?"

"પાદશાહ સલામત, જો આ ઓરત સોનાની ૪૦ બરણીઓ ભરીને આજે લાવી છે તેવાં રત્નો ફરીથી લાવે તો શાહજાદી બદ્ર–ઉલ બદરના નેકા તેના બેટા સાથ કરવા." વઝીરે જવાબ આપ્યો.

"બરાબર છે મારા કાબેલ[6] વઝીર:...........જા, અય ઓરત, મારા નિમકહલાલ વઝીરે જેટલું નઝરાણું કહ્યું

---

૧ જરા હિસાબમાં નથી. હું એને મોટું ગણુતો નથી. ૨. નઝરાણું. ૩. પગ. ૪. લગ્ન. ૫ મૂરખ ૬ હુંશિયાર

તેટલું તું લાવી આપીશ, તો મારી બેટીની શાદી[1] તારા બેટા સાથ કરવાનું હું તને વચન આપું છું." તે બિચારી તો વઝીરના શબ્દો સાંભળીને ગભરાઈ ગઈ હતી; એટલે જ્યારે પાદશાહે તેને ટેકો આપ્યો, ત્યારે તેની દીલગીરી ને ગુંચવાટનો પાર રહ્યો નહિ. તરત તો તે દરબાર છોડીને ઘર તરફ આવવા નિકળી, પણ રસ્તામાં બરાબર વિચાર કરતાં તેને સુલતાનની આવી વિચિત્ર અને કદીપણ પૂરી ન પાડી શકાય તેવી માંગણીથી ઉલટો આનંદ થયો. કારણકે અલાદીનથી આવી માગણી પૂરી પાડી શકાશે નહિ અને તેથી શાહજાદી સાથે લગ્ન કરવાની હઠ તે છોડી દેશે. પણ તે બિચારીને થોડીજ ખબર હતી કે અલાદીનનું દેવતાઇ કોડીયું ચાહ્ય તો સ્વર્ગનું રાજ્ય પણ તેના માલીકને આપી શકે, તો આવી નજીવી ભેટ શા હિસાબમાં?

જ્યારે અલાદીને બધી હકીકત પોતાની મા પાસેથી સાંભળી ત્યારે તે તો હસવા લાગ્યો, પણ કશું બોલ્યો નહિ. માત્ર પોતે જે ઓરડીમાં સુઇ રહેતો હતો ત્યાં ગયો અને ત્યાં મુકી છાંડેલા કોડીઆંને કાઢીને ઘસ્યું. પછી જ્યારે પેલો જીન હાજર થયો ત્યારે તેને અલાદીને કહ્યું:–"હે જીન, આજે તારૂં ખાસ કામ પડ્યું છે. સુલતાને શાહજાદીને મારી સાથે પરણાવવાનું વચન આપ્યું છે, પણ તે એવી સરતે

---

૧. લગ્ન.

કે મારે તેને ૪૦ સોનાની બરણીઓ ભરીને ઝવેરાત અને સોનામ્હોરો આપવી. માટે એટલું તું અબઘડી મને લાવી દે." જીન તરતજ **અલાદીનને** કુરનીશ[1] કરીને અંતર્ધ્યાન થઇ ગયો; પણ થોડીવારમાં તેના માલીકને[2] જોઇતી ચીજો લઇને પાછો આવ્યો. તેની પાછળ ૪૦ સીધી ગુલામો, કિમતી અને શોભાયમાન વસ્ત્રો સજીને, અને માથે અકકેક સોનાની બરણી મુકીને આવતા હતા. તેમની પાછળ બીજા ૪૦, પણ જેમની ચામડીનો રંગ સફેદ છે એવા ગુલામો હતા. પેલી ૪૦ બરણીઓમાં જુદી જુદી જાતના રત્નો ભરેલાં હતાં. આ ૮૦ ગુલામોની પલટણ ઘરની આગળ આંગણાંમાં ઉભી રાખીને પેલો જીન **અલાદીન** પાસે આવ્યો, ને તેને તે ગુલામો બતાવ્યા. અલાદીન તો એમને જોઇને ખુશ થઈ ગયો, જીનને જવાની રજા આપી, અને દોડતો દોડતો પોતાની મા કને આવ્યો. "મા, મા, જો, આ સુલતાનનું નઝરાણું! હવે, એ લઇને તું એકદમ તેને મ્હેલે જા અને શાહજાદીના હાથની[3] મારે વાસ્તે માગણી કર."

એટલું કહિને **અલાદિન** બ્હાર આંગણામાં આવ્યો, અને પેલા ૮૦ ગુલામોને બરાબર એક હારમાં, પ્હેલો કાળો ને પછી ધોળો ગુલામ, એવી રીતે ગોઠવ્યા. પછી તેમને

---

૧. નમન ૨ શેઠને ૩ લગ્નની માગણી.

બ્હાર રસ્તા ઉપર જઈને ઉભા રહેવાનું કહ્યું. તે બધાની પાછળ અલાદ્દીનની મા પણ નીકળી. બ્હાર રસ્તા ઉપર તો લોકોનું ટોળું આ અજબ ને અપૂર્વ દેખાવ જોવાને ભેગું થયું હતું. મ્હેલે પ્હોંચતા પ્હેલાં, ઘણા રસ્તા ઉપર થઈને જવાનું હતું એટલે આખે રસ્તે જ્યાં જુઓ ત્યાં લોકોની ઠઠ જામેલી ને જામેલીજ હતી. છેવટે મહા મહેનતે મ્હેલના દરવાજા આગળ, આ મુગૂં સરઘસ આવી પ્હોંચ્યું; દરબારની અંદર જઈને પાદશાહની આગળ પેલા બરણીઓવાળા ગુલામોએ પોતાની બરણીઓ મુકી; પછી ઘુંટણીએ પડી જમીનને માથું અડકાડી આઘા જઈને, બધા અર્ધ ચંદ્રાકાર[2]માં ઉભા રહ્યા. તે થઈ રહ્યું એટલે અલાદ્દીનની મા આગળ આવીને સુલતાનને કહેવા લાગી; "ગરિબ પરવર[3] આપના ફરમાન[4] મુજબ આ નજરાણું આપ નામવરની હજુરમાં મેં રજુ કર્યું છે તે આપ તપાસી લ્યો, અને મેં મારી સરત પૂરી કરી છે એટલે આપ નામવર પણ આપનું આપેલું વચન પાળો." હવે તેણીનામાં હિમ્મત આવી હતી. "મારા બેટાએ કહાવ્યું છે કે આટલું નજરાણું શાહજાદીને સારૂ તો જરાયે લાયક નથી. પણ આપ નામવરે આટલુંજ માંગ્યું એટલે આટલુંજ મોકલાવ્યુ છે." અને પછી તેણીએ ફરીથી સુલતાનને કુરનીશ કરી.

---

૨. અર્ધ ગોળાકાર. ૩. ગરિબોના બેલી, ગરિબોની ફરિયાદ સાંભળીને ન્યાય આપનારા ૪. હુકમ.

પાદશાહ તો આટલી બધી દોલત જોઇનેજ લોભાઈ ગયો. પેલો વઝીર હવે ચુપજ થઇ ગયો. તેના તરફ ફરીને પાદશાહે કહ્યું:—"અય વઝીર, આ ઓરતે તારી કરેલી સરત પાળી છે. તથા તેનો બેટો પણ દોલતમંદ[1] ને અક્કલમંદ[2] જણાય છે. માટે હું સારૂં આપેલું વચન પાળવામાં કાંઇ વાંધો જોતો નથી. તું શું ધારે છે, વઝીર?"

વઝીર બિચારો શું ધારે? કે કહે? કહેવા જેવું રહ્યુંજ નહતું. પાદશાહનું વચન ભંગ થાયજ નહી; એટલે જો હવે પોતે કાંઇ યુક્તિ રમવા જાય તો સુલતાન એકદમ તેને રજા આપે. તેથી તેણે કાંઈ બોલ્યા ચાલ્યા વગર માત્ર હા કહિ. દરબારમાં હાજર રહેલા બીજા દરબારીઓએ પણ પોતાની સંમતિ[3] બતાવી. "પણ અય ઓરત," અલાદીનની મા કે જેણે હવે જવાની રજા માગી તેને સૂલતાને કહ્યું:—"ઘેર જઇને તારા બેટાને, કહેજે કે હું એને મળવાને ઘણોજ ઇંતેજાર[4] છું. માટે જેમ બને તેમ જલદીથી અહિં આવે."

ઘેર જઇને અલાદીનને તેની માએ સૂલતાનની ઇચ્છા કહિ સંભળાવી. અલાદીને તરતજ, કોડીયું ઘસીને પેલા જીનને બોલાવ્યો, ને કહ્યું:—"હે નિમકહલાલ જીન, હું અત્યારે મારા સસરાને મળવા જઉંછું. માટે પ્હેલું તો તું મારે સારૂ ન્હાવાનું કાંઈ કર; પછી મારે સારૂ સૂલતાનના કરતાં યે ચઢી

૧. પૈસાદાર. ૨. અક્કલવાળો. ૩. મરજી. ૪. આતુર.

જાય તેવો પોશાક લાવી આપ, વળી બપોરે તેં જેવા ૪૦ સીધી ગુલામો લાવી આપ્યા હતા, તેવાજ બીજા ૪૦ ગુલામો અત્યારે પણ હાજર કર. ૧૦ કોથળીઓ સોનામ્હોરોની, અને એક તેજી ઘોડા જેની જોડ દુનિયામાં મળે નહિ, એટલું મારા વાસ્તે લાવ. મારી અમ્મા[1]ને સારૂ ખૂબસુરત બાંદીઓ,[2] અને ૬ તરહના[3] કિમતી લિબાશ,[4] એટલું હમણાંજ રજુ કર." વાંચનારને હવે તો શક નહિ રહે કે અલાદીને જે જે માગ્યું હતું તે બધું તે જીને લાવી આપ્યું. હવે અલાદીન પ્હેલાંનો અલાદીન રહ્યો નથી. સુગંધીદાર અત્તરના પાણીથી સ્નાન કરીને આવ્યો તે વખતે તેના શરિરમાં નવુંજ તેજ, નવીજ કાંતિ[5] આવ્યાં. તેનો ચ્હેરો યે ખૂબસુરત બની ગયો. અને જ્યારે પેલા જીને આણેલો પોશાક તેણે પ્હેર્યો ત્યારે તો કોઈ દેવ જેવો દીપવા લાગ્યો. આ પ્રમાણે તૈયાર થઇને બ્હાર આવ્યો; પછી પેલા ૪૦માંથી ૨૦ ગુલામોને પોતાની આગળ રહેવા કહ્યું: ૩ જમણી તરફ, ૩ ડાબી તરફ અને બાકીના ૧૪ રહ્યા તેમને પાછળ રાખ્યા. પોતે વચમાં, પોતાને સારૂ આણેલા જબ્બર ઘોડા ઉપર સવાર થયો. ૧૦ સોના મ્હોરોની કોથળીઓમાંથી ૪ પોતાની માને બક્ષીસ આપી, અને ૬, પેલા ૬ ગુલામો જે પોતાના ડાબા જમણી ગોઠવ્યા હતા તેમના હાથમાં અકકેક આપી; અને પોતાની

---

૧. મા. ૨. નોકરડીઓ. ૩. જાતના, પ્રકારના. ૪. પોશાક. ૫. રૂપ.

સવારી જ્યારે શહેરમાં થઇને જાય ત્યારે લોકોના ટોળામાં એ મ્હોરો ઉછાળવાનો હુકમ કર્યો. સઘળી તૈયારી થઇ રહિ એટલે સવારી નિકળી.

અત્યારે સાંઝ પડવા આવી હતી, એટલે લોકો પોત પોતાના કામેથી પરવારી ગએલા હોવાથી, સવારના કરતાં અત્યારે વધારે જોનારા એકઠા થયા. બધાએ **અલાદીનની** સવારીના અને તેના પોતાના વખાણ કરવા લાગ્યા; પણ જ્યારે **અલાદીનનો** ઘોડો પાસે આવ્યો, અને તેમનાપર સોનામ્હોરોનો વરસાદ વરસ્યો, ત્યારે તો લોકો "**અલાદીન** કી જે" "**અલાદીન** કી જે" બોલતા જાય, અને સોનામ્હોરો લુંટતા જાય. આખે રસ્તે આ પ્રમાણે ચાલ્યું અને મ્હોરો વીણવાના લોભથી ઓછું તો શું પણ લોક વધતુંજ ગયું. આખરે સવારી મ્હેલ આગળ આવી પ્હોંચી. અંદર સૂલતાન પોતાના જમાઇની વાટ જોઇનેજ, બેઠો હતો, અને રાત પડવા આવી હતી તોએ દરબાર બંધ કર્યો નો'તો. બ્હાર લોકોના કોલાહલ[1] અને ઘોંઘાટ ઉપરથી તેને જણાયું કે **અલાદીન** આવે છે, એટલે પોતાના અમીર ઉમરાવને લઇને સામો લેવા ગયો. ગમે તેવો તોએ, **અલાદીન** તેની પ્રજા હતો, એટલે સૂલતાનને જોઇને એકદમ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડયો, અને તેને કુરનીશ બજાવવા જાય છે તે પ્હેલાં તો

---

૧. ગરબડ, મોટો અવાજ.

સૂલતાને પોતે તેને હાથવતી અટકાવ્યો અને પોતાની છાતી સરસો ચાંપ્યો. પાદશાહ સુદ્ધાંત વઝીર અને અમીર ઉમરાવ સઘળા, અલાદીનનો ભપકો અને ભવ્ય દેખાવ જોઇને ચકિત થઇ ગયા. પછી જ્યારે બધા દરબારમાં ગયા ત્યારે તેની ચાલવાની ઢબ, અને અમુલ્ય પોશાક જોઇને આશ્ચર્યમાં ડુબી જઇને માંહોમાંહે તેની તારીફ[1] કરવા લાગ્યા. છેલ્લે જ્યારે સૂલતાનની જોડે તેણે વાત કરવા માંડી ત્યારે તેની તીવ્ર બુદ્ધિ, જ્ઞાન, અને વાત કરવાની છટાએ સર્વને છક કરી નાંખ્યા. સૂલતાન પોતે પણ નો'તો ધારતો કે પોતાની બેટીનો ખાવંદ[2] આવો અજબ પુરૂષ હશે. તેથી તેણે મનમાંને મનમાં ઇશ્વરનો ઉપકાર માન્યો. ત્યાંથી બધા ખાણું લેવા બીજા ખંડમાં ગયા; જ્યાં મધુર સંગીત અને કંચનીઓ[3]ના નાચવડે અલાદીનનું દીલ ખુશ કરવામાં આવ્યું. ખાઇ રહ્યા એટલે પાછા દરબારમાં આવ્યા, ત્યાં થોડીવાર વાતો ચીતો કરીને અલાદીને જવાની રજા માંગી. સુલતાન ફરીથી પોતાના જમાઇને ભેટયો; બીજા અમીર ઉમરાવે પણ યોગ્ય નમન કર્યું ને બધા છેક દરવાજાસુધી વળાવવાને આવ્યા. પછી જેટલા ઠાઠથી તે આવ્યો હતો, તેટલાજ ઠાઠથી ઘેર પાછો ગયો.

અત્યારે રાત ઘણી ગઇ હતી, અને અલાદીનને આખા

---

૧. વખાણ. ૨. ધણિ, વર. ૩. નાચનારીઓ.

દીવસનો થાક લાગેલો હોવાથી ઉંઘ આવતી હતી; પણ પથારીમાં સૂતાં પ્હેલાં એક કામ હજુ કરવાનું બાકી હતું. કોડીયું ઘસતાં વેંતજ પેલો જીન હાજર થયો, અને "શો હુકમ છે?" કહિને ઉભો. અલાદીન કહે:—"ભલા અને વફાદાર ગુલામ, આજસુધી તેં જેટલાં કામો કીધાં છે, તેના કરતાં આજનું કામ વધારે કઠણ છે. પણ તારી હિંમત અને શક્તિમાં મને પૂરો વિશ્વાસ છે, સૂલતાનનો મ્હેલ છે તેની જોડેજ એક બીજો, પણ તેના કરતાં હજાર દરજ્જા ચઢિઆતો એક મ્હેલ મારે અને મારી સ્ત્રીને રહેવાને સારૂ બનાવ. તેણીના સુખ સગવડને સારૂ જે જોઇએ અને જે લાયક હોય તે સઘળું, તેની અંદર હોવું જોઇએ. એટલોજ મોઘમ હુકમ હું તને આપું છું. બાકી શું કરવું, અને શું ન કરવું, એ તારી ચતુરાઈ અને અક્કલ હુંશિયારી ઉપર મુકું છું; કેમકે એની સાબિતિ અત્યાર આગમચ મને મળી ચુકી છે." પછી, અલાદીને તેને રજા આપી, અને પોતે ઉંઘી ગયો.



## પ્રકરણ ૪ થું.



હજી તો મળસ્કું યે નો'તું થયું, તે પ્હેલાં તો પેલા જીને આવીને અલાદીનને જગાડયો ને કહ્યું “અય કદરદાન [1]માલીક; આપ નામદારનો મ્હેલ, આ ગુલામે તૈયાર કરાવ્યો છે, અને મરજી હોય તો જોવાને વાસ્તે આપને ઉંચકીને ત્યાં લઈ જાઉં.” અલાદીને હા પાડી, એટલે પેલો જીન તેને ઉંચકીને તરતજ પેલા નવા મ્હેલમાં લઈ ગયો, જે મ્હેલ એકજ રાતમાં તૈયાર કરવામાં આવ્યો હતો. તે સ્ફટિકનો બાંધવામાં આવ્યો હતો, અને ઠેરઠેર, થાંભલાઓમાં અને બારી બારણાઓમાં અનેક પ્રકારનાં રત્નો જડેલાં હતાં. તેની આગળ વિશાળ આંગણું અને પાછળ મોટો બગીચો હતો, જેમાં જાત જાતના અને ભાત ભાતનાં ઝાડ, છોડ, અને વેલાઓ શોભી રહ્યા હતા. એક તરફ મોટો તબેલો હતો, જેમાં અસંખ્ય ઘોડા એકએકથી ચઢિઆતા હતા. દરેક ઘોડાના રાવતો તેમની ચાકરી કરી રહ્યા હતા. બીજી તરફ લઢાઈના હથિઆરો ભરવાની વખાર હતી. મ્હેલની અંદર દરેક પ્રકારની સોઇ હતી. રસોડું, પાણિઆરૂં, ચોક, હમામખાનાં[2], સુવાને વાસ્તે,

---

૧. નોકરીની કદર કરનારા. ૨. ન્હાવાના ઓરડા.

બેસવા ઉઠવાને વાસ્તે, અલગ અલગ ખંડ હતાં. વળી એક ખંડની અંદર અઢળક સોનામ્હોરો, કોડીઆમાં ભરીને મુકી રાખી હતી, અને તે ખંડને તાળું માર્યું હતું, જેની કુંચી એક વફાદાર ખજાનચી[1]ની પાસે હતી. મ્હેલની છેક ઉપર છાપરાંને બદલે અગાસી હતી; અને તેમાં એક સોનાના ઘુમ્મટવાળો ઓરડો હતો. આ ઓરડાની દિવાલો સોના રૂપાનાં જાડાં પતરાંની બનાવેલી હતી, અને દરેક દિવાલને ૬–૬ બારીઓ એટલે કુલ ૨૪ બારીઓ તે ઓરડામાં હતી. આ દરેક બારી ખુલ્લી નહતી પણ દરેકમાં સુંદર નકશીવાળી જાળીઓ જડી દીધી હતી. કારણકે તે ખંડ જનાનખાના[2] તરીકે વાપરવાનો હતો. આ મ્હેલના માલીક, અલાદીન અને તેની થનાર સ્ત્રી, શાહજાદી બદ્ર–ઉલ–બદરને વાસ્તે જોઇએ તેટલા ગુલામ, તથા ગુલામડીઓ, નોકર, ચાકર હતા. ટુંકમાં આ મ્હેલ એક બાદશાહના મ્હેલ કરતાં ચઢી જાય તેવો હતો. અલાદીને બધે ફરીને, ધ્યાનથી તે મ્હેલ જોયો. અંદરની સગવડ અને જોઇતી સામગ્રી જોઇને તે એટલો બધો પ્રસન્ન થયો કે પોતાના વફાદાર જીનને પોતાના ગુલામ તરીકે નહિ પણ પોતાના દોસ્ત તરીકે તેજ મ્હેલમાં રાખવાનું મન થઈ આવ્યું. પણ હજુ તેની પાસેથી ઘણાં ઘણાં કામ લેવાનાં હતાં, એટલે તેમ કરતાં તે ખમચ્યો. જ્યારે તે

---

૧. ખજાનાની સંભાળ રાખનાર ૨. જે ખંડમાં સ્ત્રીઓ રહે તે.

મ્હેલને, ભોંય તળીએથી માંડીને તે છાપરાસુધી, બગીચા સુદ્ધાંત, અલાદીન તપાસી રહ્યો, ત્યારે તે જીન તેને ફરીથી ઊચકીને તેને ઘેર મુકી આવ્યો.

ધીમે ધીમે આ નવા દેવતાઇ મ્હેલની ખબર આખા શહેરમાં પ્રસરી. સૂલતાનના મ્હેલના દરવાનો, સવારના પ્હોરમાં ઉઠતાં વેંતજ આ અદભૂત મ્હેલને જોઇને પોતાના માલીકને ખબર કરવા દોડયા. સૂલતાને તે સાંભળીને કહ્યું:-" અલબત, એ કામ અલાદીન શિવાય બીજા કોનું હોઇ શકે ? મારી બેટીને લાયક એ મ્હેલ એણેજ બનાવડાવ્યો છે, હમણાંજ એને અહિં બોલાવીને હું ખાત્રી કરૂંછું." પણ તેજ વખતે બીજો પ્હેરેગીર ખબર લઇને આવ્યો કે તે મ્હેલ ખરેખર અલાદીનનોજ છે. આ વખતે બ્હાર શહેરના પુષ્કળ લોકો તે જગ્યાએ એકઠા થયા હતા, અને સૌ કોઈ સુલતાને કહ્યું હતું તેજ કહેતા હતા. એકાદ જણતો અલાદીનને ઘેર જઇને પૂછી પણ આવ્યો ! શહેરના લોકો હવે તો મુસ્તફા દરજીના તોફાની છોકરાને તદ્દનજ ભૂલી ગયા હતા; હવે તો અલાદીનને નગરશેઠ તરીકેજ ઓળખવા લાગ્યા.

અલાદીને પોતાની માને કહ્યું:-"મા, અત્યારે તું સૂલતાનને મ્હેલે જા; અને આજે સાંજેજ મારા નેકાનું નક્કી કરી આવ." અલાદીનની મા, પોતાના દીકરાનું સુખ જોઇને ઘણીજ સુખી થઈ હતી, અને તે જે કહેતો તે કરવાને

હમેશાં તૈયારજ હતી. તેણે હવે તરતજ ન્હાઇ લીધું; પછી આગલે દીવસે અલાદીને જે છ તરહના પોશાક આપ્યા હતા, તેમાંથી એક કાઢીને પ્હેર્યો, અને પોતાની ૬ બાંદી-ઓને લઇને સૂલતાનના મ્હેલ તરફ, મ્યાનામાં બેસીને ગઈ. ત્યાં જઇને અંદર ખબર કહાવી, એટલે તેની 'વહુ', શાહજાદી બદ્ર-ઉલ-બદર તેને સામી લેવાને આવી. મ્યાં-નામાંથી બ્હાર નીકળીને સાસુ વહુને ભેટયાં; પછી જનાન-ખાનામાં ગયાં. ત્યાં, સારૂ સ્વાદિષ્ટ ખાણું તૈયાર હતું તેના તેને નાસ્તો કરાવ્યો. એટલામાં સૂલતાનને ખબર પડી તેથી તે પોતે વ્હેવાણને મળવા આવ્યો. વ્હેવાણે વ્હેવાઇને પોતાના બેટાની ઇચ્છા શું હતી તે કહિ. સુલતાન તો તેને વાસ્તે તૈયાર હતો, એટલે તેણે તો હાજ કહિ. તે દરમિયાન શાહ-જાદીએ પોતાની લોંડીઓ[1]ને બોલાવીને પોતાને સોળે શણ-ગાર સજાવવાનો હુકમ કર્યો; પછી ત્રણે જણાં અલા-દીનનો અજાયબ મ્હેલ જોવાને ગયાં.

લગ્નનો વખત સંધ્યાકાળનો નક્કી કરવામાં આવ્યો હતો, તેની ખબર જ્યારે લોકને પડી, ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. દુકાનદારોએ પોતાની દુકાનો શણગારવા માંડી, ભાતભાતનાં તોરણો, ને હાંડીઓ ને દીવાઓ લટકાવી દીધાં. પોળોમાં ઘેરઘેર મંગળ ગીતો ગવાવાં લાગ્યાં, અને

---

૧. નોકરડીઓ.

સારાં સારાં ભોજનો થયાં. મોટી સવારી કાઢીને **અલાદીન** પરણવા ચાલ્યો, તેને જોવાને આખું શહેર ઉલટયું. લગ્ન થઇ રહ્યાં એટલે સુલતાને પોતાની એકની એક દીકરીને પ્હેરામણીપણ પુષ્કળ આપી. ત્યાંથી બન્ને જણાં પોતાના નવે ઘેર રહેવાને ગયાં. બન્ને વર–વહુ હવે પોતાના મ્હેલમાં સુખેથી અને આનંદથી રહેવા લાગ્યાં. **અલાદીન** પાસે આટલો બધો અખુટ પૈસો ને આટલી બધી સત્તા હોવાછતાં તેને જરાપણ અભિમાન થયું નહિ. પ્હેલાં તેનામાં જે આળસ હતું, તે તો કયાંય જતું રહ્યું; અને તેને બદલે હવે પોતાનો વખત કોઇને કોઇ કામમાં કે રમતમાં, અથવા પોતાની સ્ત્રી સંગાથે વાતો કરીને આનંદ મેળવવામાં ગાળવા લાગ્યો. દરરોજ શહેરમાં એક વખત ફરવા નીકળતો, તે વખતે પોતાની સાથે બે ગુલામો, હાથમાં સોનામ્હોરોની કોથળીઓ આપીને, રાખતો. એ સોનામ્હોરો જે જે રસ્તે **અલાદીન** જાય ત્યાં ત્યાં ઉછાળવામાં આવતી. જે જે ભિખારી અથવા માંગણ તેના મ્હેલના દરવાજા આગળ આવે તે કદી પણ ખાલી હાથે પાછું જતું નહિ. કોઈ કોઇવાર તે શિકાર કરવા જંગલમાં જતો, ત્યારે પણ જે જે ગામ પોતાનાં રસ્તામાં આવતું તેને પોતાની ઉદારતા બતાવ્યા વગર રહેતો નહિ. કોઈ કોઈવાર તે શહેરના મોટા મોટા અમીર ઉમરાવોને પોતાને ત્યાં જમવા બોલાવતો, અને તેઓ પણ તેને

નોતરતા. આ પ્રમાણે આખા રાજ્યમાં બધાનો તે ઘણોજ માનીતો થઇ પડયો, કેમકે તેનામાં વિવેક, નમ્રતા, અને ઉદારતા એ ત્રણ સદ્ગુણો મુખ્ય હતા.

---

## પ્રકરણ ૫ મું.

---



આ પ્રમાણે પાંચ–સાત વર્ષ ચાલ્યાં ગયાં, એવામાં અલાદીનનો પેલો ઢોંગી કાકો, જેને આપણે આફ્રીકન જાદુગરના નામથી ઓળખીએ છીએ તે, આ શહેરમાં આવી પ્હોંચ્યો. તેતો એમજ ધારતો હતો કે અલાદીન ખાડામાં ભૂખેતરશે રીબાઈ રીબાઇને કયારનોયે મરી ગયો હશે, માટે લાવ હવે હું ફરીથી પેલો દેવતાઇ દીવો લેવાને પ્રયત્ન કરૂં. પણ જેવો તે શહેરમાં દાખલ થયો કે તરજ જ્યાં જુઓ ત્યાં શહેરીઓ અલાદીનનીજ વાતો કરતાં હતાં, કારણકે થોડીજવાર ઉપર અલાદીનની સ્વારી ત્યાં થઇને જંગલમાં શિકાર ખેલવા ગઇ હતી; અને પોતાના હંમેશના રિવાજ પ્રમાણે સોનામ્હોરો ઉછાળી હતી: હવે જ્યારે તે જાદુગરે જાણ્યું કે, ભોંયરામાં મરી જવાને બદલે, તેનો "ભત્રીજો", રાજ્યમાં એક મોટો પુરૂષ–સૂલતાનનો જમાઇ–અને લોકનો માનીતો થઈ પડયો

છે; જ્યારે કોઇને પૂછતાં તેણે સાંભળ્યું કે તેની પાસે અખુટ દોલત થઇ છે, અને એક દેવતાઈ મ્હેલની અંદર પોતાની સ્ત્રીની જોડે પૂર્ણ વૈભવ સુખ ભોગવે છે, ત્યારે તે અદેખા નિર્દય જાદુગરની અદેખાઇ ને ગુસ્સાનો પાર રહ્યો નહિ. મનની અંદર તો તે સમજીજ ગયો કે આ બધું પેલા દેવતાઇ કોડીઆને લીધેજ અલાદીનને મળ્યું હતું. માટે એ વસ્તુ તેની પાસેથી ગમે તેમ કરીને પડાવી લેવી, તોજ પોતાના વેરનો બદલો વાળી શકાય, તોજ એ હઠીલા છોકરાને પાછો હતો તેવો ભિખારી કરી શકાય!

અલાદીન તે દિવસે શિકારે ગયો છે તેતો તે જાણતો હતો; માટે જે કાંઇ ઉપાય કામે લગાડવો હોય તે તરતજ લગાડવો, એવો નિશ્ચય તેણે કર્યો. ખૂબ વિચાર કર્યા પછી એક ઉપાય તેને સુઝી આવ્યો, એટલે ત્યાંથી એકદમ બજારમાં ગ્યો; અને આશરે ૧૨—૧૫ નવાં કોડીઆં લઈને અલા-ના મ્હેલ આગળથી—

કોઓ ઓઇને જૂઊનાં કોઓડીઆં આપવાનાં છે?
ઓ ઓઈને જૂઊઊનાં કોઓડીઆં આપવાનાં છે?
નાં કોડીઆં લઈ નવાં આપીશું.
...ઊ....નાં લઇ નવાં આપીશું. કોઇને.—
પાડતો પાડતો ચાલ્યો.
તરફ આપણે જાણીએ છીએ કે અલાદીન

શિકારે ગયો છે; તેથી બદ્ર-ઉલ-બદર પોતાની એક માનીતી બાંદી જોડે શેત્રંજ ખેલી રહિ છે, તેને કાને આ શબ્દો પડયા. બન્ને જણીઓ ઝરૂખા[1]માં આવીને જોવા લાગી તો નીચે રસ્તા ઉપર એક મોટો દાઢીવાળો ફકીર, ખોળામાં થોડાં નવાં ચકચકતાં કોડીઆં લઇને, આમતેમ આંટા મારે છે, ને ઉપર પ્રમાણે બુમો પાડે છે. તેની પાછળ શહેરના છોકરાઓ પડયા છે અને "ગાંડુ, એઇ ગાંડુ; એઇ, જુનાં કોડીઆં લઇને નવા આપનારા, આમ આવ!" એમ જુદી જુદી રીતે તેને બોલાવે છે, ચીડવે છે, પજવે છે. પણ તે ફકીર, જેનું દીલ બસ એકજ બાબત ઉપર ચોંટયું હતું, તે આ પજવણી તરફ કશુંએ ધ્યાન આપતો નથી. શાહજાદી બદ્ર-ઉલ-બદર, પોતાની લોંડીને કહેવા લાગી:-"અય લોંડી, આ બુઢ્ઢો ફકીર ખરેખર પાગલ[2]જ હોવો જોઇએ. નહિતો આ પ્રમાણે જુનાં કોડીઆં લઇ નવાં આપવાનું કહે નહિ. લાવ, આપણે એની પરિક્ષા કરીએ ને એને બનાવીએ[3] ને આનંદ મેળવીએ.—જા' જઇને મારા ખાવંદ જ્યાં સુએ છે તે ખંડમાં ગોખલામાં એક જુનું કોડીયું પડયું છે તે લઇને તું નીચે ઓટલા ઉપર આવ. તેટલીવારમાં હું નીચે જઇને તે ચક્રમ[2] ફકીરને બોલાવું છું."

બિચારો અલાદીન! બિચારી બદ્ર-ઉલ-બદર! તે

---

૧. છજામાં ૨. ગાંડો. ૩. મશ્કરી કરીએ.

ભોળી છોકરીને ખબર નહુતી કે પોતે જે સુખ ભોગવી રહિ છે, પોતાના ખાવંદને જે સત્તા તથા આબરૂ મળેલાં છે.... અરે તેમના બન્નેના મેળાપનું મૂળ તેજ કોડીયું છે કે જે તેણી આ પ્રમાણે ખાલી ગમ્મત કરવા ખાતર આપી દેવા તૈયાર થઈ છે! પણ અલાદ્દીને તેણીને પોતાના ભેદી કોડીઆ વિષે કહ્યું ન હતું એટલે તેણીને શામાટે દોષ દેવો જોઇએ? બસ, થઈ ચુકયું. ફકીર—જાદુગરને તો એટલુંજ જોઈતું હતું. જેવું તે કોડીયું બદ્ર—ઉલ—બદરે, તેને આપ્યું કે તેના બદલામાં એક નવું કોડીયું આપવાને બદલે, બધાં ૧૦—૧૫, જેટલાં પોતાની પાસે હતાં તેટલાં બધાં—ત્યાંને ત્યાંજ નાખીને હસવા મંડયો, નાચવા મંડયો, ગોળ ગોળ કુદવા મંડયો. પેલા કોડીઆંને જોતો જાય, ને તેને ચુંબતો જાય; અને વળી નાચે કુદે ને હસે. આ જોઇને ફરીથી શાહજાદીએ પોતાની લોંડીને કહ્યું:—"અય લોંડી, જો આ બુઢ્ઢો ફકીર ખરેખર પાગલજ છે ને?" અને બન્ને જણીઓ પેલા ફકીરને આવું કરતો જોઇને પેટ પકડીને હસવા લાગી. અફસોસ! તે બિચારીઓને ઓછીજ ખબર છે કે તેમનું આ હસવું છેલ્લુંજ છે! તેમના સુખનો છેડો નજીકજ આવ્યો હતો!

પેલો ફકીર—જાદુગર તો કોડીયું લઇને ત્યાંથી ચાલતો થયો. શહેર બ્હાર આવ્યો એટલે એક એકાંત જગ્યા ખોળી

કાઢીને, કોડીયું ખૂબ જોરથી ઘસ્યું. તે એટલો બધો ચીડાએલો હતો કે પેલા જીનને નમન કરવાનો કે "તમારે શું જોઈએ છે?" એવું પુછવાનો વખત આપ્યા વગર, એકદમ પોતે બોલી ઉઠયો:—"જાવ! એકદમ જઇને તે કમબખ્ત અલાદીનનો મ્હેલ ઉઠાવીને, આફ્રીકામાં ફલાણી ફલાણી જગાએ મુકી આવ. પણ ધ્યાનમાં રાખજે કે, તેમ કરતાં, મ્હેલમાં સૂનારાં કોઇને જરાએ ખબર પડે નહિ કે ઈજાયે થાય નહિ. જાઓ હવે." જીને તે પ્રમાણે રાતમાં ને રાતમાં કરી નાખ્યું.

હવે જ્યારે સવારના પ્હોરમાં સૂલતાન ઉઠીને ઝરૂખે આવીને જુએ છે તો સામે અલાદીનનો મ્હેલ ન મળે! ધારી ધારીને તે દિશા તરફ જોયું, પણ સપાટ ખુલ્લી જમીન શિવાય કશું નજરે ન જ પડયું. સૂલતાન તો ઘણોજ ગભરાયો અને ઊંડા વિચારમાં પડી ગયો. એકદમ પોતાના વઝીરને બોલાવવા મોકલ્યું. તે આવી પ્હોંચતાંજ સૂલતાન તેને ઝરૂખામાં ખેંચી ગયો, અને પુછયું:—"અય વઝીર, શાહજાદા અલાદીનનો મ્હેલ ક્યાંયે દેખાય છે?" વઝીરે પણ તાકી તાકીને જોયું, પણ મ્હેલ હોય તો દેખાયને? પ્હેલાં તો વઝીર પણ અજાયબ થઇ ગયો; પણ જરા વિચાર કરીને, ઠાવકે મોઢે કહેવા લાગ્યો:—"બાદશાહ સલામત, આ ગુલામ શું કહેતો'તો? કે આ અલાદીન એક લુચ્ચો ખુની જાદુગર છે. પણ આપ નામવરે આ રંક સેવકનું કહ્યું ન માનીને, આપની બેટી, શાહજાદી બદ્ર-ઉલ-બદર, જેની

શાહી મારા એકપૂરા બેટા સાથ કરવાનું આપે વચન આપેલું તે તોડીને, તે ધુતારા ઠગ અલાદીનને આપી. આ રંક ગુલામનું કહેવું આટલી લાંબી મુદતે પણ સાચું પડેલું જોઈને, પાક[1] ખુદાનો અહેશાન[2] હું માનુંછું." આટલું બોલીને તે સ્વાર્થી ખુશામતીઓ વઝીર સૂલતાનના મન ઉપર, પોતાના શબ્દોની શી અસર થાય છે તે જોવાને તેના મોં સામું જોઈ રહ્યો.

સૂલતાનને પોતાની એકની એક બેટી ઘણીજ વ્હાલી હતી, એટલે જ્યારે એ પ્રમાણે તેને એકદમ હરી લેવામાં આવેલી જોઈ, ત્યારે તેને અતિશય ક્રોધ ચઢયો. તેણે એકદમ પોતાના સિપાઈઓને હુકમ કર્યો કે "તે જાદુગર અલાદીનને એકદમ, જ્યાં હોય ત્યાંથી પકડી આણીને મારી પાસે ખડો કરો." વઝીર મનમાં રાજી થવા લાગ્યો કે હવે પોતાનું વેર વળ્યું!

અલાદીનતો આપણે જોઈ ગયા તે પ્રમાણે જંગલમાં શિકારે ગએલો હતો, એટલે ગામનો ફોજદાર કેટલાક સિપાઈઓને લઇને જ્યાં અલાદીનનો શિકારી મ્હેલ હતો ત્યાં ગયા. ત્યાં જઇને, તે વખતે તો એમજ કહ્યું:-"પાદશાહને આપ નામવરનું ખાસ જરૂરી કામ પડયું છે, માટે આપને અબઘડી[3] બોલાવે છે." અલાદીન, સઘળાં કામ પડતાં મુકીને પોતાના

---

૧. પવિત્ર. ૨. ઉપકાર ૩. હમણાંને હમણાંજ.

બધા નોકરોને પછાડી આવવાનું કહિને, પોતે એકલો તેમની સાથે નીકળ્યો. જ્યારે શહેરની નજદીક આવ્યા, ત્યારે ફોજદારે પોતાના સિપાઇઓને, અલાદીનને ઘેરી લેવાનો હુકમ આપ્યો, અને પોતે તેને સલામ કરીને કહ્યું:–"હું તો ફક્ત પાદશાહનો હુકમજ બજાવું છું. પાદશાહનો હુકમ આપને એકદમ કેદ કરીને જ્યાં હોય ત્યાંથી તેમની પાસે ખડા કરવાનો છે. હું ઘણોજ દીલગીર છું, પણ મારે મારા માલીકનો હુકમ માનવોજ જોઇએ." અલાદીન તો આ નાટક જોઇનેજ આભો બની ગયો; છતાંએ હિંમતથી ફોજદારને પુછયું:–"અય ફોજદાર, મારો ગુન્હો શું છે તે કહેશો કે નહિ?"

ફોજ—અય સરદાર, અમને તો તેપણ માલુમ નથી.

અલા—ઠીક; ચાલો ત્યારે પાદશાહની હજુરમાં; જે હશે તે ત્યાં જણાશે.

શહેરમાં પેઠા એટલે, જેટલાં અલાદીનને પોતાના હાથમાં બેડી નંખાતી જોઇને અજાયબી ને ગુસ્સો નો'તાં આવ્યાં, તેટલા શહેરના લોકને આવ્યાં; કેમકે ખૂદ પાદશાહના કરતાં અલાદીન તરફ લોકનો ચાહ[2] વધારે હતો. ધીમે ધીમે લોકનું ટોળું અલાદીનની પાછળ વધતું ગયું, અને ફોજદારને લાગ્યું કે હુલ્લડ[3] થશે, એટલે પોતાના માણસોને અલાદીનને ઘેરીને ચાલવાનો, અને જેમ બને તેમ

---

૨. પ્રેમ. ૩. તોફાન.

જલદી પગ ઉપાડવાનો હુકમ કર્યો. હુલ્લડ–બુલ્લડ તો કાંઈ થયું નહિ; અને બધા મ્હેલ આગળ આવી પ્હોંચ્યા. અલાદીનને તરતજ પાદશાહની કને[1] લઈ જવામાં આવ્યો; અને ત્યાં જતાં વારજને તેણે સુલતાનને સવાલ કર્યો:–"અય ખુદાવંદ[2] આ ગુલામથી આપનો શો ગુન્હો થયો છે કે આમ એકાએક તેને પકડી આણીને, શહેરના લોકના દેખતાં તેને બેઆબરૂ[3] કરાવ્યો?" તેના જવાબમાં સુલતાન તેનો હાથ પકડીને ઝરૂખામાં લઈ ગયો, અને જે જગ્યાએ તેનો મ્હેલ જ્હેલાં હતો, તે તરફ આંગળી કરીને કહ્યું:–"અય કમબખ્ત નીચ જાદુગર, કયાં છે તારો તલસ્માતી[4] મ્હેલ? અને કયાં છે મારી પ્યારી બેટી? બતાવ, નહિતો તારૂ શિર અબઘડી ધડથી દૂર થઇ જશે."

અલાદીનને આ સાંભળીને જે આશ્ચર્યને દુઃખ થયાં, તેટલાં સુલતાનને પણ નહિ થયા હોય. તેણે જોઈ લીધું કે પોતાની બધી સત્તા ઉડી ગઇ છે; કારણકે પેલું કોડીયું, જે તે પોતાના મ્હેલમાંજ મુકીને ગયો હતો, તે મ્હેલની જોડેજ હવે કોઇ દુશ્મનના હાથમાં જતું રહ્યું હતું; અને એ દુશ્મનેજ આ પ્રમાણે કર્યું હોવું જોઇએ. પણ એ દુશ્મન કોણ હશે? જે જાદુગર તેનો ખરેખરો કટ્ટો દુશ્મન હતો, અને જેણેજ

---

૧. પાસે. ૨. નામવર ૩. અપમાન. ૪. જાદુઈ.

આ બધું કર્યું હતું, તેનો તો તેને સ્વપ્ને પણ ખ્યાલ[1] ન આવ્યો. તેણે વિચાર-નિશ્ચય કર્યો કે એ દુશ્મનને કોઈપણ રીતે ખોળી કાઢવો, નહિતો મરી જવું વધારે સારૂં. તેથી તેણે સૂલતાનની પાસે ૧ મહિનાની મુદ્દત માગી, અને કહ્યું કે "જો હું ૧ મહિનામાં મારા દુશ્મિનને ખોળી કાઢીને, તમારી બેટીને પાછી ન લાવું તો ભલે તમે મારૂં શિર કપાવજો." સૂલતાને તે કબુલ કર્યું, અલાદીનના હાથમાંથી બેડી કાઢી નાખવામાં આવી; એટલે તે મૂગો મૂગો મ્હેલમાંથી નીકળીને સીધો શહેરની બ્હાર ચાલ્યો.

## પ્રકરણ ૬ ઠું.



શહેર બ્હાર, એકાંતમાં એક ઝાડ તળે જઇને બેઠો અને વિચાર કરવા લાગ્યો; "અય ખુદા[2] આખી દુનીયામાં મારો કોઈ દુશ્મિન હોય એમ લાગતું નથી! મેં કોઈને કોઇ દિવસ ઇજા તો શું, પણ ખોટો શબ્દ પણ કહ્યો નથી. ત્યારે મારો દુશ્મન એવો તો કોણ પેદા થયો છે કે જેણે આવી રીતે મને ખરાબખસ્ત કરી નાખ્યો[3] અય માલીક!........" અતિશય મનની વેદના[4]થી,

૧. વિચાર ૨ પરમેશ્વર. ૩ મને ભિખારી બનાવ્યો, ને મારૂં સઘળું લઇ લીધું. ૪. દુઃખ.

તેની આંખમાં આંસુ આવ્યાં, અને તેણે હાથ જોડીને, ખુદાની બંદગી[1] કરવા માંડી. પણ તેજ વખતે, ભોંયરાની અંદર જેમ હાથ જોડવાથી વીંટી ઘસાઇ વીંટીનો ભૂત હાજર થયો હતો, તેમ અત્યારે પણ થયું. તે ભૂતને જોઇને અલાદીન આજે બીધો નહિ, કેમકે તેને એકવાર જોયો હતો. તેને જોઇને નવાઇ પણ પામ્યો નહિ; કેમકે પોતાની આંગળીએ વીંટી છે તે અત્યાર સુધી તે વિસરી ગયો હતો; પણ તેના ગુણથી તે અજાણ્યો નહતો. તે ભૂતને તેણે કહ્યું:—"હે ભલા વીંટીના ગુલામ, મારો મ્હેલ કયાં છે?" મને એકદમ તું પાછો લાવી આપ. અને મારી સ્ત્રી બદ્ર-ઉલ-બદર કયાં છે? કહે."

ભૂત—અય જવાન, તે કામ મારૂં નથી. એતો કોડીઆના ગુલામનું છે, કેમકે તે મ્હેલ એણે બનાવ્યો છે. પણ જો તું કહેતો હોય તો, તને તે મ્હેલ જ્યાં છે ત્યાં લઇ જાઉં.

અ—વારૂ, એમ તો એમ.

એટલે એક આંખના પલકારામાં પેલો ભૂત અલાદીનને ઉંચકીને, આફ્રીકામાં જે ઠેકાણે તેનો મ્હેલ જાદુગરે આણીને મુકયો હતો, ત્યાંથી થોડે દુર એક મેદાનમાં લાવીને મુકયો. અલાદીન આંખ ઉઘાડીને જુએ છે તો બરાબર પોતાની સામે પોતાનો મ્હેલ દીઠો; જેથી તે ઘણોજ ખુશી થયો. હજુપણ તેને ખબર ન હતી કે પોતાનો દુશ્મન, જેણે તે મ્હેલને ઉઠાવીને ત્યાં મુકાવ્યો હતો તે કોણ હતો; કેમકે પેલા ભૂતે તેને તે દેશનું નામ કહ્યું નહતું. જો તેને ખબર હોત કે પોતે આફ્રીકામાં છે તો

---

૧. પ્રાર્થના

તેને તરતજ પેલો જાદુગર, જે તેને કાકો થઇને આવ્યો હતો તે યાદ આવત. તોપણ જે હશે તે આ મ્હેલમાંજ હશે, એમ ધારીને તે ઉઠીને મ્હેલ તરફ ચાલ્યો. તે મ્હેલના બધા દરવાજાથી વાકેફ હતો, એટલે બગીચાનો પાછલો દરવાજો શોધ્યો, અને તેમાં થઇને જે ઓરડામાં બદ્ર–ઉલ–બદર રહેતી હતી, તેની બારી નીચે જઈને બેઠો, તે એવી આશાથી કે હમણાં નહિતો થોડીવાર રહિને, પણ તેણી બારી ઉઘાડશે. અને થયું પણ તેમજ. આશરે અડધોએક કલાક થયો હશે, તેટલામાં તેના માથા ઉપર બારી ઉઘડવાનો ખડખડાટ થયો, ને તેણે ઉંચું જોયું તો બરાબર બદ્ર–ઉલ–બદરજ ત્યાં ઉભેલી જણાઇ. અલાદીને તાળી પાડીને તેનું ધ્યાન પોતાના તરફ ખેંચ્યું. જ્યારે બદ્ર–ઉલ–બદરે પોતાના ખાવંદને નીચે ઉભેલો જોયો ત્યારે તેના હૈયામાં તેનો હરખ સમાઈ શકયો નહિ. અલાદીન પણ તેના કહેવાની વાટ જોયા શિવાય એકદમ મ્હેલમાં પેઠો, અને બારોબાર પોતાની સ્ત્રી પાસે આવી પ્હોંચ્યો. પછી આ બધું કોણે કર્યું હતું, અને કેવી રીતે થયું હતું તે સઘળું તેની પાસેથી જાણી લીધું. હવેજ તેને ખબર પડી કે પોતાની આવી સ્થિતિનું કારણ પેલો તેનો ઢોંગી કાકો—જે ખરેખર જાદુગરજ હતો—તે હતો, અને અલાદીને ત્યાંને ત્યાંજ નિશ્ચય કર્યો કે આ વખતે તો તે લુચ્ચા જાદુગરનું તો કાસળજ કાઢી નાખવું ! એટલે ફરીથી તેના સુખની આડે આવે નહિ.

અલા—તે જાદુગર કયાં છે, અને આ મ્હેલમાં આવે

છે ખરો કે નહિ ?

બદ્ર—ક્યાં છે તેતો હું જાણુતી નથી. આ મ્હેલમાં પે તે રહેતો નથી. માત્ર સંધ્યાકાળે અહિંઆ આવે છે, અને મને તેની પોતાની સાથે શાદી કરવાનું કહે છે. પણ હું એને કશો એ જવાબ આપતી નથી.

અલા—ઠીક બરાબર છે, આજે જ્યારે એ ટચરોર આવે ત્યારે તું એને હસી ખુશીને આવકાર આપજે. તેની સાથે બેસીને વાત પણ કરજે. પછી જ્યારે ફરીથી લગ્નની માગણી કરે ત્યારે ધીમે ધીમે હા પાડજે. અને ખુશાલીમાં બેસી ખાણું ખાવાનું કહેજે. ખાણાં ઉપર દારૂની અંદર ઝેર મિલાવીને આપજે....એટલે બસ આપણો બેડો પાર....હું હમણાંજ બજારમાં જઇને ઝેર લાવી આપું છું.

સંધ્યાકાળ પડી એટલે રોજના નિયમ પ્રમાણે આફ્રીકન જાદુગર, બદ્ર-ઉલ-બદરના ઓરડામાં આવ્યો, શાહજાદી ઉઠીને તેને સામી લેવા ગઇ. તથા તેનો હાથ પકડીને એક ગાદીવાળા કોચ ઉપર બેસાડયો, પોતે પણ જોડેજ બેઠી. જાદુગરતો પોતાને મળેલા આવકારથી મનમાં ખુશ થયો, અને હિંમતથી પોતાની માગણી—બદ્ર-ઉલ-બદરની જોડે લગ્ન કરવાની—કરી જોઈ, તો તેનો આજે તો જરાએ આનાકાની વગર સ્વીકાર થયો.

શાહ—પણ, આપણી શાદીની ખુશાલીમાં હું અહિંજ

---

૧. મારી નાંખવો. ૨. ઘરડો માણસ, બુઢ્ઢો.

ખાણું મંગાવું છું તે તમે મારી સાથે એક ટેબલપર બેસીને ખાઓ; અને હું તમને મારા હાથે પ્યાલામાં રેડીને દારૂ પાઉં.

જાદુગર એવો તો આંધળો થઇ ગયો હતો કે કંઇક દાળમાં કાળું છે એવો એને વ્હેમ સરખોએ આવ્યો નહિ. તે બોલ્યો "અય શાહજાદી હું તારૂં કહેવું કબુલ કરૂંછું, મારી પાસે ૧૦ વરસના જુના ને ઘણાજ ઉંચા દારૂના કેટલાક સીસા પડેલા છે. હું તે લેવા જાઉં તે દરમિયાન તું ખાણું તૈયાર રાખ." એમ કહિને તે ત્યાંથી સીસા લેવા ગયો. એટલે બદ્ર–ઉલ–બદરે, પોતાની એક ખાસ લોંડી હતી તેને બોલાવીને કહ્યું:—"અય વફાદાર લોંડી, આજે આપણે આ બુઢ્ઢા સાપને બેજાન[1] કરવાનો છે. તો હું તને જે કહું તે પ્રમાણે વર્તજે. અમે બન્ને ખાણું ખાઇ રહિએ તેટલીવાર તું આજ ખંડમાં, ન્હણે બેસી રહેજે. પછી હું જ્યારે ઇશારત[2] કરૂં ત્યારે સામા કબાટમાંથી બે પ્યાલા ખાલી પડયા છે તે લાવીને મારી પાસે આવજે.....પણ જા, હમણાંજ જઇને તું એ પ્યાલા લાવ. હું તને શું કરવું તે બરાબર સમજાવું." તે લોંડીએ જઇને તે પ્યાલા આણ્યા. એક તદ્દન ખાલી હતો, જ્યારે બીજામાં એક કાગળનું પડીકું પડેલું હતું. બદ્ર–ઉલ–બદરે તે પડીકું હવે છોડી નાખ્યું, અને તેમાંની ભૂકી પ્યાલામાં ઠાલવી. એ પડીકું શેનું હતું? કોણ લાવ્યું હતું? તમને યાદ હશે કે અલાદીનનેજ આ યુક્તિ સૂઝી હતી,

૧. મારી નાખવાનો છે. ૨. નિશાની

અને તેને વાસ્તે ઝેર લેવાને તે બજારમાં ગયો હતો. પેલું પડીકું ઝેરનું હતું, અને તે અલાદીનેજ લાવીને પોતાની સ્ત્રીને આપ્યું હતું, અને શું કરવું તે બધું પણ તેણેજ તેણીને સમજાવી દીધું હતું. જ્યારે પોતે તેજ મ્હેલની અંદર બીજા એક ઓરડામાં બેઠો બેઠો રાત પડવાની વાટ જોતો હતો. શાહજાદીએ પડીકું ઠાલવ્યા પછી લૌંડીને કહ્યું:–"જો, આ પ્યાલા અહિં ખાણાના ટેબલ પાસે લાવે તે એવી રીતે લાવજે કે એ બુઢ્ઢાને ખબર પડે નહિ. પછી એ બન્નેમાં તુંજ દારૂ રેડીને ઝેરવાળો પ્યાલો એને ને બીજો ચોખ્ખો પ્યાલો મને, આપજે. જા હવે, એ નીચ આવતો હશે. આ પ્યાલા પાછા મુકી દે, અને પેલા ખુણામાં જઈને બેસ."

થોડીવારમાં તે જાદુગર બગલમાં બે સીસા ઘાલીને ખુશ થતો થતો ત્યાં આવ્યો. શાહજાદીએ હવે પોતાની લૌંડીને ખાણું લઈ આવવાનો હુકમ કર્યો. ખાણું ઘણુંજ ઉમદા હતું. અનેક પ્રકારની વાનીઓ ત્યાંજ હાજર રાખી હતી, કે જેથી વારે ઘડીએ તે લૌંડીને જવું ન પડે. બન્ને જણાએ–બદ્ર–ઉલ–બદર ને જાદુગરે—આનંદથી વાળુ કર્યું, અને ઘણા હેતથી વાતો કરી. તે પૂરૂં થઈ રહ્યું એટલે શાહજાદીએ પોતાની લૌંડી તરફ ફરીને આંખની ઈશારત કરી મોટેથી કહ્યું:–"અય લૌંડી, પેલા કબાટમાંથી બે પ્યાલા લાવ, અને સીસામાંથી દારૂ તેમાં ભરીને એક એક અમને આપ." તે લૌંડીને જે પ્રમાણે સમજાવી રાખી હતી તે પ્રમાણે તેણે કર્યું. જાદુગર

તો ખુશીથી બધો દારૂ ગટગટાવી ગયો, અને જેવો ખાલી પ્યાલો ફરીથી બીજો દારૂ લેવાને ધરે છે તેવોજ ઉંધે માથે ભોંયપર મડદું થઇને પડયો! આ પ્રમાણે તે નિર્દય, લુચ્ચા જાદુગરનો અંત આવ્યો, અને તેનો આત્મા, કરેલાં પાપોની સજા ભોગવવા, પોતાના કર્તાની હજુરમાં પ્હોંચી ગયો.!

અલાદ્દીનને ખબર પડી કે તરતજ ત્યાં દોડતો આવી પ્હોંચ્યો, અને જુએ છે તો પોતાના દુશ્મનને મરેલો દીઠો. એટલે તેની ખુશાલીનો પાર રહ્યો નહિ. તેણે તરતજ પોતાના ગુલામોને હુકમ કર્યો કે "તે જાદુગરના મડદાની ઝડતી લ્યો." કારણકે તે હમેશાં પેલું કોડીયું પોતાની કનેજ રાખતો; અને કોઇને કદી દેખાડતો સરખો યે નહિ. તપાસ કરતાં, બરાબર કોડીયું તેની કમરે બાંધેલું મળી આવ્યું. પછી તે મડદાને જંગલમાં ફેંકી આવવાનો હુકમ કર્યો, એટલે ગુલામો તેને ત્યાંથી ઉપાડી ગયા.

અલાદ્દીન અને બદ્ર-ઉલ-બદર હવે એકલાં પડયાં. અલાદ્દીને તેણીને હવે પોતાની જન્મભૂમિમાં, પોતાના મ્હેલના અદૃશ્ય થયા પછી, શું શું બન્યું હતું તે કહી સંભળાવ્યું. કેવી રીતે પોતાને કેદ કરવામાં આવ્યો હતો, અને શી સરતે પોતે છુટીને આવ્યો હતો, તથા સૂલતાન પોતાની પ્યારી બેટીને વાસ્તે કેટલો દુઃખી થતો હતો તેપણ કહ્યું. પછી તેણે ઉમેર્યું:—"અય બાનુ,[1] હવે આપણા દુશ્મનને દૂર કરીને આપણે આપણા સુખનું સાધન જે આ કોડિયું છે તે પાછું

1. સ્ત્રી.

મેળવ્યું છે. તો હવે મારે મારી કરેલી સરત પાળવીજ જોઇએ. અને તું પણ તારા બાપને મળવા એકી પગે[1] થઇ રહિ છે. માટે, તું હમણાં જરા બ્હાર જા, એટલે હું મારા ગુલામને બોલાવી, આપણે અહિંથી જવાનો રસ્તો કાઢું."

બદ્ર-ઉલ-બદર તરતજ બ્હાર ગઇ, એટલે અલાદીને પેલું કોડીયું ઘસીને જીનને બોલાવ્યો. પછી તેને કહ્યું:— "અય વફાદાર જીન, આ મ્હેલને પાછો, તેની અસલની જગાએ, ચીનમાં, સૂલતાનના મ્હેલની જોડે મુકી દે." જીન નમન કરીને ત્યાંથી ચાલતો થયો. અને થોડીવારમાં બન્ને જણાં બારીમાંથી જુવે છે તો પોતાને પોતાના મુલકમાં આવેલાં જોયાં.

બદ્ર-ઉલ-બદરતો તરતજ પોતાના બાપ, સૂલતાનની પાસે દોડી ગઇ! અને જેવો તેને દીઠો કે તેને કોટે વળગી પડી ને રોવા માંડી; દરબારીઓ બધા ત્યાંથી આઘા ખસી ગયા. પછી સૂલતાને તેને બધી હકીકત પૂછી જે તેણે મ્હેલેથી માંડીને તે જ્યાંસુધી તેઓ પાછા પોતાના મુલકમાં આવ્યાં, ત્યાં સુધી, કહી. અલાદીન પણ હવે આવી પ્હોંચ્યો. સૂલતાને તેના તરફ ઘણીજ ખરાબ વર્તણુંક ચલાવી હતી, તેને વાસ્તે માફી માગી, જે અલાદીને ઉદાર દીલથી આપી.

તે પછી અલાદીન અને શાહજાદી બદ્ર-ઉલ-બદર સુખચેનમાં દીવસ ગાળવા લાગ્યાં.

**સમાપ્ત.**

---

૧. આતુર.

